આંતરભારતીય પુસ્તકમાળા

# આનું નામ જિંદગી

દલીપ કૌર ટિવાણા

અનુવાદક

ચંદ્રકાન્ત શેઠ



નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

આ પુસ્તક પર્યાવરણ – સહૃદય પુનર્નિર્મિત કાગળ પર છાપવામાં આવ્યું છે.

ISBN 81-237-1381-9

1995 ( શક 1916 )

રૂ. 28.00
*Original Title in Punjabi* : EH HAMARA JIWANA
*Gujarati Title* : AANUN NAAM JINDAGI
પ્રકાશક : નિયામક, નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા,
એ-5, ગ્રીન પાર્ક, નવી દિલ્હી - 110 016

# પ્રસ્તાવના

અર્વાચીન પંજાબી સાહિત્યમાં ભાઈ વીરસિંહ(1872-1950)નું યુગસર્જક તરીકેનું કાર્ય બધા ક્ષેત્રોને સ્પર્શે છે. પરંતુ અર્વાચીન પંજાબી નવલકથા તથા કવિતા તો એમની સદાની ઋણી રહેશે. નવલકથાના ક્ષેત્રમાં એમણે મુખ્યત્ત્વે તો ઐતિહાસિક નવલકથાઓ જ લખી છે, જેવી કે 'સુન્દરી' અને બિજલસિંહ. એ ઐતિહાસિક કથાઓ પણ નાઝીર અહમદ અને અબ્દુલ હાલીમ શરાર જેવા એમના સમકાલીન ઉર્દૂ નવલકથાકારોએ જેમ એમની કથાઓમાં ઇસ્લામની કીર્તિગાથાઓ ગાઇ, અતીતકાલનો મહિમા આલેખેલો, તેવી જ રીતે ભાઈ વીરસિંહે શીખ પંથના આદર્શોને બિરદાવેલા. સામાજિક-નૈતિક નવલકથાના ક્ષેત્રમાં તો ભાઈ વીરસિંહે નવી કેડી શરૂ કરેલી, અને ચરણસિંહ શહીદ, (1887-1935), મોહનસિંહ વૈદ (1881-1936) અને લાહોરના મોડેલ પ્રેસવાળા અમરસિંહ વગેરેએ એમનું અનુસરણ કરેલું, તેથી જ મુલ્કરાજ આનંદે ભાઈ વીરસિંહને " આધુનિક પંજાબી સાહિત્યના મહાપુરુષ" કહ્યા છે. જ્યારે ભાઈ વીરસિંહે લખવાની શરૂઆત કરેલી ત્યારે શિક્ષિત પંજાબીઓની ભાષા ઉર્દૂ હતી. અને એ સમયના શાળાના પાઠ્યક્રમમાં એનું ગૌરવભર્યુ સ્થાન હતું. પંજાબમાં ઓગણીસમી સદીના અંતસમયમાં મહમદ હુસેન આઝાદ એક મહાન શિક્ષાવિદ હતા. એમણે સ્કોટ, લીટન ડીકન્સ, રાઇડર હેગર્ડ અને ટૉલ્સ્ટૉયની કૃતિઓના ઉર્દૂમાં જે અનુવાદો કરેલા. એ ઘણા બહોળા પ્રમાણમાં વંચાતા હતા. ભાઈ વીરસિંહે એ બધા જ અનુવાદો વાંચેલા. અને શીખ ઇતિહાસની કથાઓને નિરૂપવા માટે એમણે એમાંની કથનરીતિનો સફળ પ્રયોગ કરેલો. એનો ઉલ્લેખ રસપ્રદ થઈ પડશે, કે પંજાબના કુઇશાઓ (દામોદર, મુકબાલ, વારીસ, કદરીયાર અથવા હાસીમના) માંથી એમણે પ્રેરણા લીધેલી નહિ. જોકે આ કુઇશાઓ પદ્યાત્મક કલ્પનાપ્રચુર કથાઓ હતી. અથવા ગુરુનાનક અને અન્ય ગુરુઓની જનમસાખીઓ કે પરવીઓ હતી. આ કૃતિઓ ગુરુઓની જીવનકથા ઐતિહાસિક સમયને પ્રતિબિંબિત કરતી હતી. ભાઈ વીરસિંહની નવલકથાઓ અત્યંત લોકપ્રિય બની હતી. એને પંજાબની તળભૂમિ જોડે અનુસંધાન નહોતું. એનું પરિણામ એમનું અનુકરણ કરનારાઓ-ચરણસિંહ શહીદ, મોહનસિંહ વૈદ અને અમરસિંહની

સુધારાવાદી, કાલ્પનિક નવલકથાઓમાં વર્તમાન શતાબ્દીના ત્રીજા દશકાના અંતમાં આવ્યું.

નાનકસિંહ (1897-1971) એ પ્રથમ પંજાબી નવલકથાકાર હતા, કે જેમણે પંજાબીઓના જીવનનું વાસ્તવિક ચિત્ર એમની કૃતિમાં રજૂ કર્યું પરંતુ એમની વાસ્તવિકતા પશ્ચિમના નવલકથાકારના જેવી વાસ્તવિકતા નહોતી. એ પંજાબી શહેરી મધ્યવર્ગના જીવનને એવો મરોડ આપે છે, કે જો સમાજ વ્યવસ્થા પ્રવર્તમાન વ્યવસ્થાથી ભિન્ન પ્રકારની હોય, લોકોને ઇશ્વરનો ડર લાગતો હોય અને એમની દૃષ્ટિ આદર્શાભિમુખ બને, તો જીવન વધારે મધુરું બને. એનો નાનકસિંહ એમની બધી જ નવલકથાઓમાં મધ્યવર્તી પાત્ર દ્વારા પ્રચાર કરતા રહ્યા છે. એમની નવલકથાઓ હેતુલક્ષી હતી. એમનું કથાવસ્તુ અત્યંત સરળ હોય છે, પરંતુ એમાં ચમત્કારો અને અસામાન્ય તત્ત્વોનું ભારણ હોય છે. એ તો તત્કાળ રચનાકાર હતા અને રચનાકૌશલના અભાવને કારણે વાચકોને આડવાટે લઇ જતા, અને મૂંઝવતા. નાનકસિંહ વિશાળપ્રમાણના લેખક હતા, અને એમના પૂર્વકાલીન લેખકોના ગુણો તથા મર્યાદાઓનું એમને વળગણ હતું. ભાઈ વીરસિંહની જેમ એમણે એમની નવલકથાઓને શીખકોમ પૂરતી જ મર્યાદિત રાખી નથી, તેમ છતાં એમની કથાઓમાં શીખપાત્રોનું બાહુલ્ય છે. જેમ ભાઇ વીરસિંહ પર પુરાણા શીખસભા આંદોલનનો પ્રભાવ હતો તેવી રીતે એમની પર નવા અકાલી આંદોલનનો પ્રભાવ હતો. એ એમની બધી નવલકથાઓમાં એકની એક કથાવસ્તુ પર આધાર રાખે છે, અને એમની નવલકથાનાં પાત્રો-પંજાબી શહેરી જીવનનાં હાર્મોનિયમ જોડે ગાતા ગવૈયાની જેમ-સમાજના વિવિધ સ્તરના હોવા છતાં પણ એઓ મોટેભાગે તો લોકરૂચિ અને જનમનરંજન તરફ જ લક્ષ રાખતાં હોય છે. એમની નવલકથાઓ પંજાબી શહેરીજીવનનો ઉપરછલ્લો જ પરિચય આપે છે અને તેમાં પણ જ્યારે એઓ સામાજિક નીતિ તથા રાજકારણને ભેળવે છે, ત્યારે તો એમણે જે સમસ્યાઓ છેડી હોય છે, તેને એઓ પોતે જ બરાબર સમજયા નથી. એવું લાગ્યા કરે છે. એ સમકાલીન સમસ્યાઓનું નિરૂપણ તો કરે છે. છતાં એમના વિચારો તત્કાલીન વિચારોનું પ્રતિનિધિત્ત્વ કરે છે. એમ કહી શકાય નહિ.

' ચિટ્ટા લહુ ' (1932), ' ફૌલાદી ફૂલ' અને ' કાગદાં દી બેડી', 1936 સુધીની એમની અત્યંત લોકપ્રિય નીવડેલી નવલકથાઓ છે. ' પ્યાર દી દુનિયા', ' ગરીબ દી દુનિયા' અને 'જીવન સંગ્રામ' એ 1936 અને 1947 સુધીના સમયગાળાની એમની પ્રસિદ્ધ કૃતિઓ છે. એમના જીવનના ઉત્તરકાળમાં જાણીતા પંજાબી ગદ્યકાર ગુરુબક્ષસિંહના પ્રભાવને કારણે એ કલ્પનાપ્રચુર આદર્શવાદી બની ગયા અને એમણે બીન જાતિવાદી દૃષ્ટિબિન્દુ કેળવ્યું. પરન્તુ ભારતવિભાજનની એમની નવલકથાઓમાં સામાજિક-રાજકીય વાસ્તવિકતાની એમને સમજ હોય એમ લાગતું નથી.

નાનકસિંહ પછી પંજાબી નવલકથાકારોની એક નવી પેઢી આવે છે – કરતારસિંહ દુગ્ગલ (1917-), સુરેન્દ્રસિંહ નરૂલા (1917 -), જશવંતસિંહ કનવલ (1920 -) નરીન્દર પાલ સિંહ (1922-), મોહિન્દરસિંહ સરના (1925 -); અને અમૃતા પ્રીતમ (1919 -). આ બધા સુશિક્ષિત હતા અને આધુનિક નવલકથાનાં વલણોથી સુપરિચિત હતા. કનવલ સિવાય, બીજા બધા પંજાબના સુશિક્ષિત મધ્યવર્ગના હતા. અને તેથી જ સામંતશાહી સમાજના હતા તેથી "ઇશ્વર જે દે છે, તેનો સ્વીકાર કરો" એ ઓગણીસમી સદીના વલણને પસંદ કરતા નહોતા, એ વલણમાં ધંધો, જીવનની ભૂમિકા, વ્યક્તિનું શિક્ષણ, લોકોની આશાઓ અને આકાંક્ષાઓ, પ્રેમ કરવાના પ્રકાર અને લગ્નના રિવાજ અને મરણોત્તર જીવનનું તત્ત્વજ્ઞાન બધું પૂર્વનિશ્ચિત હોય છે અને અપરિવર્તનશીલ હોય છે. એ વિચારસરણી એમને સ્વીકાર્ય નહોતી. એ લોકો એવા સમાજમાં હતા. જેમાં બધું બદલાતું હતું, અને તેથી ઝડપથી બદલતા સમાજ સાથે તેમને મેળ ખવડાવવાનો હતો. એમણે નવી કેડી પાડવાની હતી, અને જીવનને પરિવર્તન કરવાનું હતું. એ સમયમાં આપણી પાસે ' મલ્લાહ', ' સેનાપતિ' અને ' બાહ મુલાહની હોશિયાર'ના લેખક નરીન્દરપાલ સિંહનો પરલક્ષી આદર્શવાદ મળે છે. નરીન્દરપાલ સિંહ વિચારશીલ અને સભાન લેખક છે. પરન્તુ એમની નીતિભાવના સ્વનિર્ધારિત છે. જે આપણને એચ. જી. વેલ્સ, ગાલ્સવર્ધી અને આર્નોલ્ડ બેનટની વિકટોરિયન યુગની સમાધાન વૃત્તિનું સ્મરણ કરાવે છે. હમણાં હમણાં એ પરલક્ષીતાથી દૂર ગયા હોય અવું લાગે છે અને જાણે સાંપ્રતકાલીન ગુરુ બની ગયા હોય એમ લાગે છે. એમને લાગે છે કે રાજકીય અને સામાજિક સુધારણા લાભદાયી નથી. એ ભીતરમાં રહેલા મહાન તત્ત્વને ખોળવા પ્રયત્ન કરે છે. પણ એ ભૂલી જાય છે કે જીવનના ક્ષેત્રમાં કર્મશૂન્યતાને કારણે એક પ્રકારની શક્તિક્ષીણતા આવતી હોય છે. એમની પૂર્વકાલીન નવલકથાઓમાં જે વાસ્તવિકતા છે, તે પરલક્ષી છે. પણ હવે એ લક્ષ ચૂકી ગયા છે, અને કાંતો આવતીકાલની કલ્પનામાં ખોવાઇ જાય છે. અથવા તો પીદરામ સુલતાન બોધ ( દૂર દૂરના પ્રપિતામહો )ની ગઈકાલમાં સરકી જાય છે . મોહિન્દરસિંહ સરના અને સુરજીત સિંહે (1928 - ) નવલકથાની પ્રસ્તુતીકરણ રીતિમાં સાહસપૂર્ણ પ્રયોગો કર્યા છે, પણ એમની નવલકથાની કથામાં વાસ્તવિકતાની સૂઝનો અભાવ દૃષ્ટિએ પડે છે, અને બદલાતી રાજકીય સામાજિક પરિસ્થિતિનો સાચો ખ્યાલ એમને ન હોય એવું લાગે છે, અને આથી જીવનનું રંગબેરંગી ચિત્ર મોહક લાગે છે. પણ એ દૃષ્ટિભ્રમ જ છે. સરનાનીં "પીડાં મલ્લે રાહ" "કંગન તે કંડે" તથા સેઠીની "ઇક શહર દી ગલ્લ", " કાંધી ઉતે રૂખડા" અને " કાલ વી સૂરજ નહીં ચડેગા" નવલકથાઓ આ કથન માટે ઉદાહરણો પૂરાં પાડે છે.

ડૉ. દલીપ કૌર ટિવાણા અને ગુરદયાલસિંહે પંજાબીમાં જાનપદી નવલકથાઓ લખવાના શ્રીગણેશ કર્યા. ગુરુદયાલ સિંહની રીતિ આલોચનાત્મક વાસ્તવિકતાની છે,

પણ એમની વાસ્તવિક્તા ગતિશૂન્ય છે. એમનાં પાત્રો જે પ્રદેશમાં કાર્યશીલ છે અને જીવે છે, તેની પર નિરાશાવાદનાં વાદળો ઉમટ્યાં છે. વળી, જીવન જેવું છે તેવું જ નિરૂપવાના એમના દૃઢ આગ્રહને કારણે એ એમનાં પાત્રો જે સામાજિક રાજકીય વાતાવરણમાં હરેફરે છે, તેને વિષે નથી કંઇ ટીકા કરતા, કે નથી એની બૂરાઇ કરતા. એ અત્યંત નિષ્ઠાથી પંજાબના માળવા વિસ્તારમાં રહેતા નાના ખેડૂતોનું જીવન આલેખે છે. પણ એમના પાત્રોમાં જ્યારે એ પ્રદેશમાં વિસ્તરતું જતું શહેરીકરણ એમનાં પાત્રોને દિવાલ સાથે ભટકાવશે, અને આત્મરક્ષણને માટે એ લોકો અંતિમ વખત લડી લેશે તેવી એમનામાં રહેલી પ્રચ્છન્ન શક્તિનો એમને લેશ પણ અંદાજ હોય એવું નથી લાગતું. એમની નવલકથાઓમાં ભાષાની અને વિચારની રૂક્ષતા છે, જે પોતાને સંસ્કારી માનનારા આધુનિક વાચકને અકળાવે છે. દલીપ કૌર ટિવાણાની નવલકથાઓ ગુરદયાલ સિંહની જાનપદી નવલકથાઓના દોષોથી મુક્ત છે. આનું કારણ એ અંગ્રેજ મહિલા નવલકથાકાર જેન ઓસ્ટીનની જેમ પોતાની ચેતોશક્તિથી પરિચિત છે, અને આધુનિક નવલકથાકારોની જેમ માનવની વૈચારિક શક્તિથી પર જે જ્ઞાન છે. તેની પ્રાપ્તિ માટેની ડૂબતા તારાની જેમ-મથામણ કરવા એઇચ્છતા નથી. એમની બે પ્રસિદ્ધ નવલકથાઓ છે ' એહ હમારા જીવના' અને ' અગ્નિપરીક્ષા'. એ બન્ને નવલકથાઓ પંજાબી સાહિત્યની પ્રશિષ્ટ કૃતિઓ છે. જો કે પંજાબી નવલકથાઓમાં અમૃતાએ પણ નારીની સંવેદશીલતાને નવલકથાઓમાં મહત્ત્વનું સ્થાન આપ્યું છે, તેમ છતાં અમૃતાની દૃષ્ટિ વાચકોમાં લોકપ્રિયતા મેળવવા પર રહી છે અને એમની ઘણી બધી નવલકથાઓ એક બીબાંઢાળ લાગે છે. એમની પૂર્વેની નવલકથાઓમાં જે પરલક્ષી વાસ્તવિકતા હતી. (ડૉ.દેવ અને પિંજર) તે હવે અદૃશ્ય થઈ હોય એમ લાગે છે, ટિવાણા પણ ક્યારેક ભાવવભોર બની જાય છે, પણ તે વાચકની સહાનુભૂતિ પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી નહીં. પરંતુ તે સાચી સ્ત્રીસહજ ભાવુકતાને કારણે છે. જો કે આ એમની મર્યાદા છે તે વિષે શંકા નથી, પરંતુ એ મર્યાદાને એમના પ્રશંસકો તેમજ એમના ટીકાકારોએ સ્વીકારવી જ રહી. અમની નવલકથાઓની સીમિત ક્ષમતા, અને માળવી તથા પાઢી બોલીઓની ભરમાર, ક્યારેક વાચકને કંટાળો આપે, પરંતુ ટીકાકારે એ ભૂલવું ન જોઇએ કે આ મર્યાદા એમના જન્મની પરિસ્થિતિ અને એમના બાલ્યજીવનના સંજોગો અને વિશેષ કરીને એ કિશોરીમાંથી યુવતી બનતાં હતાં, તે સમયના એમના અનુભવો અને સંવેદનાઓને કારણે આવી છે. એમની નવલકથાઓમાં પ્રાદેશિક માધુર્ય છે અને એમના ક્ષેત્રના દૂરત્વને કારણે માનવ દુઃખનાં વિવિધ પાસાંઓ પર એ પ્રકાશ પાડી શક્યાં છે. આમ છતાં હું એમને પશ્ચિમના કેટલાક ટીકાકારોએ જેન ઓડનને વિશે કહ્યું છે, તેમ પલાયનવાદી નવલકથાકાર નહિ કહું. જો કે, એ દૂરના અતીતની માતૃમૂલક સમાજની વારંવાર પ્રશંસા કરે છે, કારણકે એમાં કુટુંબમાં સ્ત્રીઓનો મત નિર્ણાયક રહેતો, તેમજ

વર્તમાનમાં પોતાના જીવનમાં જે ત્રાસ ભોગવવો પડ્યો અને યાતનાઓ વેઠવી પડી તે બધાએ નવલકથાના કથાનિર્માણમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આ સિવાય બીજી કોઈ રીતે ' એહ હમારા જીવના'ની નાયિકા ભાનુની માનસગ્રંથિઓનું એમણે જે રીતે વર્ણન કર્યું છે તે વિષેનો ખુલાસો આપી શકાય એમ નથી. એમની દુનિયા અત્યંત મહત્ત્વહીન છે. અને રોજબરોજની ઘટનાઓથી પરિપૂર્ણ છે, (એમની નવલકથાઓમાં સામાજિક-રાજકીય ઉલ્લેખો નથી) પણ એમની દુનિયા વ્યંગ તથા હાસ્યથી સમૃદ્ધ છે.

નારાયણ જે નશાકારક દ્રવ્યોનો બંધાણી છે, ગમે એમ કરીને ભાનુ કે જેનો પતિ યુવાન વયે મૃત્યુ પામ્યો છે, અને એના પતિના જીવતાં જ એને અનિચ્છાએ પતિના ભાઈઓની શય્યાભાગિની બનવું પડ્યું છે. તેને પ્રાપ્ત કરે છે. એ અત્યંત ધાર્મિક છે. એના પતિને સંપૂર્ણ રીતે વફાદાર છે. પણ એ જે સામંતશાહી દુનિયામાં જીવે છે તેમાં, એ જાણે રમવાની ઢીંગલી હોય તેવું સ્થાન આપે છે. ભાનુ એનો વિરોધ કરે છે. એનો પતિ એ સારી રીતે જાણે છે, પણ સમાજના પ્રત્યાઘાતી બળો સમક્ષ એ બિચારો વિવશ બની રહે છે. જ્યારે એનો પતિ મૃત્યુ પામે છે. ત્યારે એના જેઠો અને દિયરો માને છે કે કુટુંબની બીજી સ્થાવર જંગમ મિલ્કતની જેમ ભાનીની પણ એ લોકો વહેંચણી કરી લેશે. પણ ભાની આ રીતે અનેક પુરુષોની શય્યાભાગિની થવાથી ત્રાસી ગઈ છે, અને તેથી સ્વેચ્છાએ નારાયણ જોડે પરણવાનું કબૂલ કરે છે.

તેમ છતાં એ એનો પતિ સરવણ જે એના જીવનની દુર્દશાનો મૂક સાક્ષી હતો. તેને ભૂલી શકતી નથી, કારણ કે સરવણને એની પ્રત્યે સહાનુભૂતિ હતી. એ ઘરકામમાં એને મદદ કરતો અને પોતાને પોષાય એમ ન હોવા છતાં ભાનુ માટે ઝાંઝર કે નવો દુપટ્ટો લઈ આવતો. એ મરી ગયો અને ભાનીનું બંધાણી જોડે પાનું પડ્યું. ત્યારે સ્વાભાવિક રીતે એને ભૂતકાળ યાદ આવતો. મને લાગે છે, કે કથાસામગ્રીની મર્યાદા, જે સહજ રીતે દૃષ્ટિએ પડે છે અને જેનો વાચકને તરત જ ખ્યાલ આવી જાય છે, એ ડૉ. ટિવાણાએ સમજી વિચારીને પસંદ કરેલી છે. કારણ કે એમની વાર્તાઓ પરથી આપણને ખ્યાલ આવે છે, કે એ ધારે તો કથાનો મોટો વ્યાપ પસંદ કરી શકે છે, અને જમાવી શકે છે. એમનું લક્ષ્ય, અમુક સામાજિક પરિવેશમાં કે અમુક સમયમાં સ્ત્રી કે પુરુષને દર્શાવવાનો નથી. એમને જે દર્શાવવું છ - ભાવોનું ધમસાણ આધ્યાત્મિક આકાંક્ષાઓ (ભાનુની ગુરુદ્વારામાં શ્રદ્ધા), પ્રચંડ પ્રેમોર્મિઓ ( સરવન જોડેના જીવનનાં સ્મરણોમાં ભાનુનું ખોવાઇ જવું, અને એની આસપાસના પુરુષ દેહમાં રહેલા જાનવરો પ્રત્યે પ્રબળ ઘૃણા. હમણાંના પંજાબના માળવાના ગૃહજીવનનાં જે ચિત્રો એમણે ' એહ હમારા જીવના' અને ' અગ્નિપરીક્ષા'માં રેખાંકિત કર્યા છે. તે એ ચંદનકાષ્ટ પર આંકેલાં અને હાથીદાંતથી જેની બાહ્યરેખાઓ શણગારાઇ હોય એવા દક્ષિણ ભારતના કસબી કલાકારોની કૃતિઓ જેવાં નયનમનોહર છે. પૂર્વે દર્શાવ્યું છે તે પ્રમાણે આ એમણે પોતે

સ્વેચ્છાએ લક્ષ્મણરેખાઓ છે. એમણે, પોતે જેને વિષે સારી પેઠે જાણે છે, તે માળવાના પ્રદેશનું ગૃહજીવન નિરૂપવાનું પસંદ કર્યું છે. તે એમની પસંદગીનું શાણપણ દર્શાવે છે. કારણ કે એમના પ્રારંભિક જીવનની પાર્શ્વભૂમિ એ પ્રદેશ હતો. એથી એમનાં ધોરણો એક ભદ્રમહિલાનાં છે, જેમને અત્યંત કટુ અનુભવો થયેલા, અને દરેક અપમાન જે લોકો પર થયેલા તેની પ્રત્યે એમણે તીવ્ર સંવેદના અનુભવેલી. " એહ હમારા જીવના" કરુણાન્ત નવલકથા છે. એ ભાનુના જીવનની અત્યંત કરુણકથા છે. જોકે નરઈનાના ભાગવંતી જોડેના બીજાં લગ્નથી એને એક છોકરો જન્મે છે તે એક સુખદ ઘટના છે, જે નારાયણના ભાવિજીવન માટે એક શુભચિન્હ છે, છતાં નવલકથાની મધ્યસ્થ પાત્ર ભાનીને છોડતાં એને ખૂબ દુઃખ થાય છે, ભાનુ તે જીવતું મોત અનુભવે છે જે આપણને કોલારીજના 'એનસિયન્ટ મેરીનર'નું સ્મરણ કરાવે છે હાર્ડીની કરુણાન્ત નવલકથાઓની જેમ, ડૉ. ટિવાણાની નવલકથા માનવના અનિષ્ટ અને વ્યથાના રહસ્યને બરાબર સામે લાવીને રાખે છે. ડૉ. ટિવાણા એ એમની નવલકથામાં અત્યંત રોચક ઢંગથી દર્શાવ્યું છે, કે વ્યક્તિના ભાવિનો દોર અણજાણ બળોના હાથમાં હોય છે, જેની પર એનો જરા જેટલોય અંકુશ હોતો નથી. ભાનુ નાની નાની ભૂલોનો ભોગ બને છે, જેનાં અગણનીય મહાન પરિણામો નીપજે છે. નિર્દોષ અને દોષ કરનારાં પાત્રો જે નવલકથામાં દૃષ્ટિગોચર થાય છે, તે બધાં સમાન રીતે આ અણજાણ બળો કે દોષોનો પ્રહાર ઝીલે છે, ફેર માત્ર એટલો છે, કે એમનું ભાવિ અને સંજોગોનો પ્રતિકાર એમનો ભિન્નભિન્ન પ્રકારનો છે. ભાનુને જે સહન કરવું પડે છે, તેનાં ડૉ. ટિવાણા પૂરતાં કારણો આપતાં નથી, કારણ કે સમગ્ર કથા ગંગાજીમાં ભાનુ અને નારાયણનું જે આકસ્મિક મિલન થાય છે તેની પર આધારિત છે. પણ આ સામાજિક કારણોનો અભાવ જ ભાનુના ભાવિને ધૂંધળું બનાવે છે. નવલકથામાં સામાન્ય માનવીય પરિસ્થિતિની ભીષણતાનું અત્યંત સુંદર નિરૂપણ થયેલું છે. માનવીય પરિસ્થિતિમાં ફસાયેલા માનવીઓ પ્રત્યેનું ડૉ. ટિવાણાનું વલણ ગંભીર રીતે માનવીય અને સહાનુભૂતિભર્યું છે. ભાનુનું જીવન ભીષણ રીતે ઘૃણા ભર્યું છે, એ ગંદુ હોવા છતાં સામાન્ય છે. અને આ જગતમાં જે દબાયેલાં તથા કચડાયેલાં સ્ત્રી પુરુષો છે, જેમનું જીવન અર્થવિહિન છે અને એકધારું છે તેનું પ્રતિનિધિત્વ કરે છે. ડૉ. ટિવાણાની નવલકથા માનવગૌરવની જે વાત કરે છે. તે પંજાબી નવલકથામાં અસામાન્ય છે. ભાનુ જીવનથી હારેલી છે, છતાં એ ક્યારેય દયનીય નથી, એના વલણ પ્રત્યે લોકો બેદરકાર છે, અને ભાગ્ય ક્રૂર રીતે પોતાનો બુદ્ધિગ્રાહ્ય એવો હેતુ સિદ્ધ કરે છે, અને જાણે ભાનુ ભાગ્યનું એક મહોરું હોય તેવી રીતે તેનો ઉપયોગ કરે છે, તેમ છતાં એ ભાગ્યનો પડકાર હિંમતથી ઝીલે છે. એને નારાયણ ભોળવે છે, અને એને તરછોડે છે, અને નારાયણનાં બીજાં લગ્ન પછી એને જ્યારે નારાયણને છોડવાની ફરજ પડે છે ત્યારે પોતાની બધી ચીજો છોડીને ચાલી જાય છે.

એને ખબર છે. કે ભાગ્ય એની તરફ કુમળું બનવાનું નથી અને જીવનમાં જે કંઈ બને તેનો સામનો કરવાનો એનો દૃઢ નિશ્ચય જ એનો સહાયક છે. આ નવલકથા આપણને ગ્રીક કરુણાન્તિકાનું સ્મરણ કરાવે છે, જેમાં બહુજ થોડાં મુખ્યપાત્રો હોય છે, અને બીજાં પાત્રો તો ભાગ્યની વિડંબનાં સમૂહગીતો ગાનારાં પાત્રો હોય છે. નારાયણ અને ભાનુ મુખ્યપાત્રો છે, અને બીજાં ઘણાં બધાં પાત્રોની જેવાં કે બાબાઇ સાંતિ, દલાલો, જાગર, બંટા - એમાં ભીડ છે 'એહ હમારા જીવના' ની સુંદરતા એ છે કે એમાં કથાવસ્તુની જટિલતા હોવા છતાં, એનાં કથાનકમાં સરળતા છે. એમાં કંઇ ઊર્મિના પૂર ઉમટતાં હોય એવી પ્રસંગોની ગૂંથણી નથી, કે વાસ્તવિકતા અને કલ્પનાનું મિશ્રણ કે જે પંજાબી નવલકથાનું એક ઉધારપાસું છે, તે નથી.

ડૉ.ટિવાણાએ હમણાં જ એમની આત્મકથા પ્રગટ કરી છે. સામાન્ય રીતે આત્મકથા વિવેચકને એમની નવલકથાની પાર્શ્વભૂમિ સમજવામાં સહાયભૂત નીવડે પરન્તું એ આત્મકથા એવી ઘટનાપ્રચુર છે, કે એ પરથી એમના જીવનનો સુસંકલિત ખ્યાલ નથી આવતો અને તેથી એમના જીવનની સાચી ઘટનાઓ અને નવલકથાની ઘટનાઓની જોડે સાંકળવાનું મુશ્કેલ થઈ પડે છે. તેમ છતાં, એમાં એમણે ગ્રામજીવનના પોતાના અનુભવોના જે પ્રસંગો વર્ણવ્યા છે, એ સત્યની સાક્ષી પૂરે છે કે એમની નવલકથાઓમાં એમણે જે મર્યાદારેખા આંકી છે, તે સમજીવિચારીને આંકી છે, અને એમણે સભાનતાથી દોરેલું ગ્રામજીવનનું જ સીમાંકન સ્વીકાર્યું છે, કારણ કે તો જ એ પોતાના જીવનના અનુભવોનું ચિત્રાંકન કરી શકે અને વાચકોને પોતાના જીવનદર્શનનો સાચો પરિચય કરાવી શકે.

એમની 'એહ હમારા જીવના' એક સામાજિક વ્યંગ છે, જેનાં મૂળ માળવાના ગ્રામજીવનની સમાજ વ્યવસ્થામાં રહેલા છે. પહેલાં બે પ્રકરણોમાં લોકોનાં એક દલ વચ્ચેના આંતરિક સંબંધોનું નિરૂપણ છે. અને ત્રીજા પ્રકરણમાં દલની વ્યક્તિઓ વચ્ચેના પરસ્પરના સંબંધોનું આલેખન છે. વાચક જ્યારે અંતિમ પ્રકરણ વાંચતો હોય છે, ત્યારે આગલાં પ્રકરણોમાં જેનું ઈંગિત છે તેવાં આત્મપ્રતારણા, વ્યક્તિઓના હેતુ વિશેની ભૂલભરેલી ધારણા, સાચું શું છે અને ભ્રમ શું છે તે વિષેની સાચી સમજનો અભાવ સામાન્ય ગ્રામજનની કમજોરી, અને મૂર્ખામી, તેને પરિણામે એમને જે સહન કરવું પડે છે તેનું સ્મરણ કરાવે છે. જાગર જેવાં પાત્રો પણ આ નવલકથામાં છે જે સમાજ વિરોધી છે અને જેઓ તોફાની છે અને જ્યારે એવાં લોકોને તક મળે છે ત્યારે પોતાના કાર્યમાં રાચતા હોય છે.

ડૉ. ટિવાણાની પાસે કવચિદ્ દૃષ્ટિએ પડતી એવી મનોવૈજ્ઞાનિક આંતરસૂઝ છે, જે ફ્રોઇડ, જુંગ કે એડલર પાસેથી મેળવેલી દૃષ્ટિ નથી. એ તો વ્યક્તિએ અનુભવેલી જીવનની કટુ ઘટનાઓથી ઘડાયેલી છે. આ મનોવૈજ્ઞાનિક અંતર્દૃષ્ટિ વ્યક્તિઓ અને

સ્થાનોને એકબીજાની સામસામે મૂકીને દર્શાવે છે. કોઇ પણ એક પ્રકરણનું ધ્યાનપૂર્વકનું વાંચન ખાસ કરીને પહેલાં ત્રણ પ્રકરણો- દર્શાવશે કે પછીનાં પ્રકરણોમાં આવતી વ્યક્તિઓને સમજવામાં શી રીતે સહાયકારક બને છે. એક પ્રકરણ બીજા પ્રકરણના વસ્તુપ્રવાહને સમજવા માટે પુલ સમું થઇ પડે છે કે જે પ્રકરણો તદ્દન ભિન્ન સમાજના વાતાવરણનું પ્રતિનિધિત્વ કરે છે .

ડૉ. ટિવાણા વિદૂષી સ્ત્રી છે. અને એ એમના પૂર્વસૂરિઓ પાસેથી ઘણું શીખ્યાં છે. ભાનુનું અભિમાન અને આત્મપ્રતારણા આપણને ભાઈ વીરસિંહની એક સંનિષ્ઠ નાયિકાનું સ્મરણ કરાવે છે, પરંતુ એ ગુરબાનીનો ઉપદેશ આપતાં નથી કે ભાઈ વીરસિંહના પરિદૃશ્યાંમક ચિત્તનો પરિચય આપતાં નથી. એ અંતર્ભેદક મનોવૈજ્ઞાનિક છે. અને તેથી નિષ્પન્ન કલાકાર છે. નાનકસિંહની જેમ એમને સામાજિક સંવેદના છે, પણ એમની સંવેદના કેવળ બાહ્યમુખી નથી. એઓ ચિત્ત અને શરીરની નરી વાસ્તવિકતા દર્શાવવાનું પસંદ કરે છે એમની નવલકથામાં કોઈ ઔપચારિક આકૃતિ નથી. જેવી આપણને કર્તારસિંહ દુગ્ગલની કૃતિઓમાં મળે છે, પણ એમની નવલકથાઓનાં પરિદૃશ્યાત્મક ચિત્રો આપણને દુગ્ગલની એક નવલકથાનું સ્મરણ કરાવે છે. આમ છતાં એઓ યૌનસંબંધ દર્શાવવાની રૂચિવાળાં નથી, એમનું યૌનસંબંધનું નિરૂપણ સૂક્ષ્મ છે, સંયત અને વાસ્તવિક છે, જે દુગ્ગલમાં આપણને દૃષ્ટિએ પડતું નથી.

સાંપ્રત સમયના સંતસિંહ સેખોં એક મહાન વિવેચક છે, અને એમના મત પ્રમાણે ટિવાણા નવી કેડી પાડનાર લેખિકા છે. એઓ પંજાબી નવલકથાકારોની ચોથી પેઢીના પ્રતિનિધિ છે. સેખોંના મત પ્રમાણે નવલકથા જેની ભાઈ વીરસિંહથી શરૂઆત થઈ અને તેનું બાલ્યવયમાં નાનકસિંહે પોષણ કર્યું, અને એણે નરૂલા, દુગ્ગલ અને અન્ય દ્વારા યૌવનમાં પ્રવેશ કર્યો. એ બધાએ અત્યંત સમૃદ્ધ પાક ઉતાર્યો અને ભવિષ્યની ફસલ માટે બીજારોપણ કર્યુ. ડૉ. ટિવાણાની 'એહ હમારા જીવના' અને 'અગ્નિપરીક્ષા' એમને વારસામાં મળેલાં ઉત્તમ બીજોનો પરિપાક છે, અને એમણે પંજાબના સમૃદ્ધ માળવા પ્રદેશમાં એમણે એ બીજોને મિષ્ટ ફળદાયી બનાવ્યાં છે.

લુધિયાણા **સુરેન્દરસિંહ નરૂલા**

30-05-1981

કાચાં-પાકાં ઘરોવાળું નાનું-શું એક ગામ.

ગામની શેરીનો ક્યાંક કોરો, ક્યાંક ભીનો એવો વાંકોચૂકો માર્ગ.

એ માર્ગના પેલા છેવાડે એક મોટા આંગણાવાળું નારાયણ ગંજેરીનું ઘર. ભાનુ ઘર વાળી રહી છે.

" અલી સંતીમા, તેં કંઇ સાંભળ્યું ? કહે છે કે નારાયણ ગંજેરી ગંગા નાહવા ગયેલો ને ત્યાંથી એક બાયડી લઈ આવ્યો છે." છાણ-વાસીદાનો ટોપલો માથે ચઢાવીને જતી દયાએ સંતીના બારણા આગળ રોકાઇને કહ્યું.

" હા, દીકરી, ગંગા મૈયા તો સૌની આશા પૂરી કરે છે." સંતીએ ચમારના છોકરાને છાશ આપતાં કહ્યું.

" અરે, માળું છે તો ખાસ્સું મોટું બૈરું. શી ખબર કોનું ઘર ઉજાડીને આવી છે !" નિશાળે મોકલવા માટે પોતાના છોકરાના વાળ ઓળતી બચનીએ કહ્યું.

" મેં તો જરાક અમથી વંડી પરથી નજર કરીને જોયું હતું. ઉચ્છેદિયણ લટકે મટકે કામ કરતી મહાલતી હતી; કેમ જાણે બાપે દીધા વરનું ઘર ન હોય !" દયાએ એની બાડી આંખ જરાક મીંચકારતા કહ્યું.

" નહીં તો બીજું શું ? રોજ નવો ધણી કરવાનો હોય તે, આવીઓને શેની લાજ કે શરમ ?" ખેંચીને છોકરાના વાળ બાંધતા બચની બોલી.

" મા, વાળ ના ખેંચ ને !" છોકરાએ રડમસ અવાજે કહ્યું.

" કેમ નહીં તો ? જીવ ઊપર આવી ગયો જાણે કે ! થોડી વારમાં વળી પાછા ઝીંથરાળા થઈ ફરશો !"

" અલી બચની, એને ઝેરનો ઘૂંટડો ગળ્યો છે કે નહીં, આપણને એની શી ખબર ? પોતાનું ઠામઠેકાણું છોડવાને આમ તે કોનો જીવ ચાલે ?" સંતી મકાઇના રોટલાના ટુકડા હથેળીમાં મસળી, ચકલીઓને માટે તેનો ચૂરો બનાવતી કહેવા લાગી.

" રહેવા દે સંતીમા, આજકાલ તો બુદ્ધિ ફરી જતાં વાર લાગતી નથી. પેલા વણકર ઉત્તમની દીકરીનો જ દાખલો લે ને. રાખ્યું છે એણે માબાપને ક્યાંય મોઢું બતાવવા જેવું ?" દયાએ ઠંડીમાં અકડાઇ પડેલી એક ભમરીને ખાસડાથી કચડી નાખતાં કહ્યું. ભાનુને કડછી લઇને આવતી જોઇને સૌ ટગર ટગર એને તાકીને જોવાં લાગ્યાં.

" માજી, દેવતા છે ?" ભાનુએ સંતીના ચોકમાં વંડી પાસે રહેલા ચૂલાની તરફ જોતાં પૂછયું.

" હા, ઘણોય છે." કહી સંતીએ એના સ્વાભાવિક ચહેરા તરફ નજર કરતાં કડછી લઈ લીધી.

દયાએ તીરછી નજરે એને જોતાં, વાસીદાનો ટોપલો નાખવા માટે ચાલતી પકડી.

બચની છોકરાના વાળ બાંધી, તેના ખભા પર કોઈ જૂ-લીખ હોય તો શોધવા લાગી.

ભાનુ દેવતા લઇને પાછી ગઈ.

" કેમ સંતીમા, નારાયણની વહુએ કપડાં તો જૂનાં જ પહેર્યાં છે !" બચનીએ કાંસકામાં ફૂંક મારતાં કહ્યું.

" બચની બેટી, ખોટું કહું તો ભગવાન પૂછે ; પણ આમ દેખવે તો ગરીબ ગાય જણાય છે."

"માજી, તને આવી બધીઓની ખબર નથી; એમને તો કેટલાય ચાળા કરતાં આવડતાં હોય છે. ગાય હોત તો ગંજેરીની જોડે જ ચાલી આવત ? કોઢિયાના હાથમાંથી બોર લઇને તો ખાવાનો પણ જીવ ન ચાલે. કેટલો ગંદો છે મૂઓ !"

" એવા બધાની તો બચની, ભગવાનને ખબર ! પરંતુ આ ઉંમરે બૈરાં અમસતાં ચાલી ન નીકળે. કાચી બુદ્ધીની વાત જુદી હોય છે. કુમળી વયમાં પગ લપસી જાય છે, પરંતુ આ તો ખાસ્સી પાકી ઉંમરની લાગે છે. મારા ખ્યાલ પ્રમાણે તો હશે એ લગભગ અઠાવીસ-ત્રીસની આસપાસની."

" ચાલો માજી, જે હશે તે. નારાયણ ગંજેરીનું તો નસીબ ઊઘડી ગયું. બે વખત ચૂલો ફૂંકતો'તો. હવે તો તૈયાર રસોઇ મળશે. કહે છે જુવાનીમાં પણ એણે પાંચસો રૂપિયા ભરીને લગન કર્યાં'તાં."

" હા, પણ ત્યારે તો આ અભાગિયાની સાથે ઠગાઇ જ થઈ હતી. એ બાઈ તો બે મહિના પણ ટકી નહોતી. એ તો, કહે છે કે સાવ ફરંદી હતી. પૈસા લઇને માબાપ એને કોઇકની સાથે વળાવી દેતાં હતાં અને મહિના બે મહિના પછી પેલી ત્યાંથી ભાગી જતી. ફરી પાછી પૈસા લઇને એને કયાંય બીજે વળાવતાં. એમનો એવો ધંધો હતો."

" કેટલાંક, કમબખ્ત માબાપ પણ વેરીડાં હોય છે. સંતીમા, તને શું વાત કરું ! એક વખત મારે પિયર ખેતરમાં કપાસ વીણી રહી હતી. નવા ગામનો હજામ કયાંક એ બાજુએથી નીકળ્યો. રેંટ ચાલતો જોઇ તે પાણી પીવા આવી લાગ્યો. તે કોઇકનાં ચોકઠાં બેસાડતો ફરતો હતો. મને જોઇને એ કહે : આવી ભાગ્યશાળી છોકરીના તો વધુ બે હજાર આપવાનુંયે પેલા કબૂલે, પણ એની તો પાંચસોથી ઉપર એક પાઇ પણ એમને આપવી નથી." મારી મા કંઇક સાંભળતી હતી, તે ત્યારે ઝાળ થઈ ઊઠી અને બોલી, " જુઓ કહી દઉં છું રાત, અમારી દીકરી તરફ સહેજ આંગળી સરખીયે નહીં કરતાં. અમે તો મુશ્કેલીના દિવસોમાં પણ કંકુને કન્યા આપી છે. ને હવે તો ભગવાને કોઇ જાતની કમી રહેવા દીધી નથી."

" 'ના રે, ભલા બહેન, તમારી બાબતમાં તે કંઇ કહેવાપણું હોય કે ? આ તો મેં આડેધડ જ વાત કરી હતી.' એણે ત્યારે એમ જણાવેલું."

" અલી દીકરી, આનાથી તો ખાનદાનની પરખ થાય છે." સંતીએ વેરેલો રોટલાનો ભૂકો ચણવા માટે કેટલીયે ચકલીઓ આવી ગઈ હતી.

મોટા ઘરની ઘમંડી સ્ત્રીની જેમ બચની માથા પરનો ઓઢણાનો છેડો સરખો કરતી પસાર થઈ ત્યારે ચકલીઓ ગભરાઇને ઊડી અને મકાનની ધાબા પરની પાળી અને કોટ પર જઇને બેઠી.

એના ચાલી ગયા પછી ફરી થી ત્યાં જ રોટલાનો ભૂકો ચણવા ઉતરી આવી.

કામકાજમાંથી પરવાર્યા બાદ સંતીએ વંડી પરથી ભાનુના ઘર તરફ નજર કરી. પછી કોણ જાણે એના મનમાં શું થઈ આવ્યું કે તે અચકાતી અચકાતી એના ઘર તરફ ચાલી નાકળી.

ભાનુ વાસણ માંજી રહી હતી.

" અલી વહુ ! તું તો આવતાંવેંત જ કામમાં લાગી ગઈ ! એક બે દહાડા તો આરામ કરી લેવો'તો ? "

" એમાં શું થયું, માજી ! ઘર બહુ ગંદુ થઈ ગયેલું હતું." ભાનુએ આંગણામાંથી ઘરની અંદરની બાજુ નજર કરતાં કહ્યું.

" અરે વહુ ! ઘર તો ઘરવાળીથી જ બને છે. નારાયણ બિચારાનું હતું કોણ, ઘરની સારસંભાળ લેવાવાળું ? બાપડાની મા તો એને નાનપણમાં જ છોડીને ગુજરી ગઈ. એક બહેન છે કરતી કારવતી, તે ક્યાંક યુ.પી બુપી તરફ રહે છે, પૂરબિયા ભૈયાઓ જ્યાના હોય છે ત્યાં. જ્યારથી એનો બાપ ગુજરી ગયો ત્યારથી કોઇ એને રોકટોક કરનારું રહ્યું નહીં. બસ, ખરાબ સોબતને લીધે ખોટી આદતોમાં ફસાઇ ગયો. જમીન ગીરે મૂકીને ગાંજો ફૂંકતો રહ્યો. આ તો અનાજ ના ભાવ વધી ગયા અને જે બધા પૈસા આવ્યા તેથી થોડાંક વીઘાં છોડાવી લીધાં, નહીંતર તો બહુ માઠી દશા હતી એની. આજકાલ, તું તો સમજે છે, સંબંધ પણ કોઇ જોઇતપાસીને જ કરે છે. અને એટલે ગંજરીબંજરીની પાસે તો કોઇ આમેય નથી ફરકતું.'

" બેસોને માજી !" ભાનુએ પાટલી આપતાં કહ્યું.

" જવું છે. હજુ તો બધુ કામ પડ્યું છે ખેતરે રોટલા દેવાય જવાનું છે. આ તો મને થયું જરા જોઇ આવું નારાયણની વહુ શું કરે છે. ભગવાન ભલું કરે તારું. તારું પિયર ક્યાનું ?"

" પિયર ...પિયર ભડીના કોટલે છે." ભાનુએ રાખવાળા હાથ ધોતાં કહ્યું.

" ત્યારે તો રૂડા મોટા શહેરની છે વહુ. હું તો તું સવારે જ્યારે દેવતા લેવા આવી ત્યારે જ પામી ગયેલી કે વહુ તો ભાઈ, કોઇ જેવાતેવા ગામની નથી જણાતી."

" શહેરમાં આપણું શું છે, માજી ? બસ, એક ભાઇ હતો, ભગવાને તેનેય ઉપાડી લીધો." ભાનુએ સજળ આંખે કહ્યું.

" એમ ? આ તો ભારે ગજબનું થયું કહેવાય. એને શું થઇ ગયેલું ?"

" થવાનું શું હતું ? નસીબ જ ફૂટેલું. જરગના મેળાના દિવસોમાં ભાઈબંધ દોસ્તદારો સાથે મળીને દારૂ ઢીંચ્યો. દારૂ ઘરનો ગાળેલો કંઇક વધારે તેજ હતો. બસ, એ દારૂએ અંદરથી ખલાસ કરી દીધો એને. ઝીણો-ઝીણો તાવ એ વખતે રહેવા લાગ્યો. આખું વરસ બાપડો પડખાં ઘસતો રહ્યો."

" તમે લુધિયાનામાં નહોતું દેખાડ્યું ? કહે છે કે ત્યાં એક વિલાયતી દાકતર છે. ફી તો મોટી લે છે. પણ માણસને એકદમ સાજો કરી દે છે."

" દેખાડયું'તું માજી, પણ જેનું આવી પહોંચ્યું એને કોઇ શું કરે ? ખેતી છોડવી પડી. ભાગિયાઓ, તમે તો જાણો છે, શું આપે છે ? માંદગી પાછળ ઘરબાર બધુંય સફાચટ કરી નાખ્યું. એવા દહાડા તો ભગવાન દુશ્મનનાયે ન લાવે."

" હાસ્તો, સૌ સુખમાં વહાલાં થતાં આવે છે. મુસીબતમાં કોણ કોનો ભાવ પૂછે છે ?"

" માજી, કહેવાય છે ને કે માંદગી ને મુકદ્દમો – આ બે કોઇને ભાગે ન આવશો. આ ભાઇની માંદગીએ તો ફૂટી બદામ પણ અમારી કને ન રહેવા દીધી. પહેલાં ભેંસ વેચી, પછી બળદ. જે દિવસે નીંદામણવાળા ખેતર માટે બાપુ અંગૂઠો ચાંપી આવ્યા તે દિવસે કશુંયે ખાધાપીધા વિના ચૂપચાપ અંદર જઇને ફસડાઇ પડયા."

" હા, ભાનુ, જમીન તો જાટ માટે જીવ જેવી હોય છે."

" પછી, માજી, કોઇએ કહ્યું કે ભાઈને દિલ્હી લઈ જાઓ ગાંઠે એકેય રૂદિયું નહીં મોઢાની શરમ રાખે એવાનું તો પહેલેથી જ દેવું થઈ ચૂકયું હતું. હારી થાકીને બાપુએ મારો વિવાહ એક ઠેકાણે નક્કી કર્યો, જેથી ભાઈ જેમ તેમ કરતાંયે બચી જાય. પરંતુ એને બચવાપણું ક્યાં હતું ? તે તો બસ, છેલ્લા શ્વાસ લઇ રહ્યો હતો," ભાનુએ એક કપડું પાથરી છરીથી શાક સમારતાં જણાવ્યું.

" કેટલા પૈસા આપ્યા નારાયણે ?" સંતીએ સરસવની ભાજી વીણીને ગુચ્છો બનાવી ભાનુને આપતાં કહ્યું.

" શેના ? હું તો મોરાંવાળીમાંના લોકોની વાત કરું છું. મને મોરાંવાળીમાં પરણાવી'તી."

"ઠીક !"

"સરબન હતું એનું નામ તને શું કહું ? માજી, એના જેવો બીજો કોઈ થનાર નથી." ભાનુએ ઊંડા શ્વાસ લઇને કહ્યું.

" પછી શું થયું, વહુ ? હું તો પહેલેથી જ કહેતી રહી છું કે આ કોઇ મામૂલી બાઈ

નથી લાગતી. એવીઓની ચાલચલગત જ જુદી હોય છે.''

'' પાંચ ભાઇઓ હતા, તે , માજી અને પરણેલો તો એ એકલો જ. પેલા બધા વાંઢાઓ તો વેળા-કવેળા મારી તરફ મેલી નજરે તાકતા ફરતા.''

'' છે ને ગજબ ! અરે, સાચું છે, બૈરાનો તો અવતાર જ ભૂંડો. ખબર નથી પડતી સીતાનો કયો શાપ લઇને અવતરે છે. આ તો ભાઈ, સાસરું ન જોવાય ત્યાં સુધી ઠીક છે,'' એક વિયાયેલી કૂતરીને પુચકારતા સંતીએ કહ્યું. એ કૂતરીને કેટલાંય બચ્ચાં ધાવવાને વળગી પડેલાં હતાં.

'' મેં સરબનને વાત કરી. તમેય એને વખાણશો. એ મને લઇને ત્યારથી જુદો થઈ ગયો. એક વરસ આખું અમારા પોતાના ઘરમાં નિરાંતે રહ્યાં. પેલા તો ઘણાય દાંત કચકચાવતા પણ કોણ પૂછે છે, મારી બલારાત !'' ભાનુએ ભાજીમાંથી એક ઇયળ કાઢીને વેગળા ફેંકતાં કહ્યું .

'' પછી એક દિવસ પાણીના વારા બાબત બહાર તેઓ ઝઘડી પડ્યા. મૂઆઓને શી ખબર, મનમાં શું ઓછું પડતું'તે ક્યાંક એને કુમળા ભાગે ઘા કર્યો. ભગવાન જાણે શાથી તે અચાનક એ લાગી ગયો. પછી તો થાય તેટલું બધુંય અહીં કરી છૂટ્યાં, તેને પંડેય ઘણા હકીમ-દાકતરના દોડા કર્યા, કશું ન વળ્યું છેવટે દસમા દહાડે સાંજે એ બેભાન થઈ ગયો. બસ, એ રાતે એ ચાલ્યો ગયો !'' આ કહેતાં ભાનુની આંખો ટપટપ નીતરવા લાગી.

'' રડ નહીં, ભગવાનની આગળ કોઇનું જોર નથી ચાલતું. તને શું કહું ? ઘરના મોભ જેવો જવાનજોધ દીકરો ગુમાવીને બેઠી છું ઓગણીસ વરસનો હતો , લઠ જેવો. અસલ કલદાર જેવો. બસ, ચાર દહાડા તાવ આવ્યો ને ચાલી ગયો. ઘણુંય કલ્પાંત કર્યું. બારણે આવેલી પાલખી પાછી વળી જાય એ કંઇ નાનીસૂની વાત નથી. પરંતુ પછી તો સૌ એમ જ પોતપોતાના ધંધેધામે વળી જાય છે. જીવતેજીવ કશુંયે છૂટતું નથી. જે મરે છે એનો છુટકારો થાય છે, '' સંતીએ પાલવથી આંસુ લૂછતા કહ્યું.

'' મને ઘણુંય કહેવામાં આવ્યું કે એને બીજા પણ ભાઇઓ છે ને એમનામાંથી કોઇ એકની ચૂડીઓ પહેરી લે. મેં વિચાર્યું. ' અહીં રહીશ તો દરરોજ આંખ સામે એની ચિતા ધધખતી દેખાશે. માજી, શું વાત કરું તમને ? સરબન તો ભૂલી શકાય એવો આદમી જ નહોતો. એની પછવાડે તો જાણે પંખીપખેરુંયે રડે છે. કેટલીક વાર તો મનમાં એમ પણ થઈ આવે છે કે હું જ એવી જનમની બળેલી કે મારી પાછળ એમનો જીવ ગયો. હું હોત નહીં તો ના ભાઈભાઈમાં ખટરાગ થાત, ના એમનો જીવ જાત.'' ભાજી સુધારતાં કપાયેલી આંગળીને બીજા હાથથી દબાવતાં ભાનુએ કહ્યું.

'' લાગી ગઈ ને ધાર ? તેજ હશે .''

'' તેજ તો નથી એટલી. કોણ જાણે કેવી રીતે લાગી ગઈ ? ''

" ભાનુ, તું મનને ભારે ન કર જે વસ્તુ થવાની હોય અને જે રીતે થવાની હોય છે તે તે રીતે જ થાય છે. લખ્યા લેખ કોણ ભૂંસી શકે છે ? ભગવાનને પોતાને કંઇ ભૂંડાપો લેવાપણું હોતું નથી. આપણે લોકો ભ્રમણામાં ફસાયેલાં રહીએ છીએ."

" પણ માજી, મને થયું જ્યાં એ જ નહીં રહ્યા ત્યાં હવે આ શહેરમાં મારું શું રહ્યું છે ? એનો ભાઈ કહે, અમારા ઘરની ઇજ્જતને અમે કદી બહાર નહીં જવા દઇએ."

" કદાચ નારાયણ જ આવતો લાગે છે. ઠીક , તો હું જાઉં. અરે હાં, વેળા કવેળા કદી કોઇ ચીજ જોઇએ તો હું નજીકમાં જ રહું છું. જરૂર પડ્યે વંડી પરથી જ સાદ પાડજે." આમ કહેતાં કહેતાં સંતી ઝાંપો વટાવી ગઈ ને ત્યારે એને નારાયણ મળ્યો.

" પાયલાગણ સંતીભાભી, જાવ છો ? "

" જીવતો રહે. ભગવાન તને સુખી રાખે. મને થયું નારાયણની વહુને જોઇ આવું."

" પસંદ પડીને ?"

" સારી છે બાપડી."

" સારી હોય કે બૂરી આ વખતની ગંગામૈયાની દીધેલી છે."

" સોગંદ ખા. તેં કોઇનેય એકે પૈસો નથી દીધો ?"

" ગાયના સોગંદ, ભાભી. ખરેખર, ગંગામૈયાની દીધેલી છે."

" ભાઈ, ત્યારે તો સારું. હવે તું ધ્યાન રાખજે. પહેલાંના જેવું ન થાય. માંડ માંડ ઘર મંડાયું છે."

" પેલી તો ભાભી, મને પોતાનેય ઝાઝી પસંદ નહોતી "

" એથી એની પંચાત ન કરી; નહીંતર અહીંથી એ કયાં ગઈ એનો તો પત્તો મળી જ ગયો'તો."

" તું તો જાણે છે ભાભી, ધરમની ગાય પણ કદી ખીલે બાંધેલી રહે છે ?"

" ઝાઝું શું કહું ? પણ તારી આ વહુ તો સારી જ લાગે છે."

" એટલે તો લઈ આવ્યો છું; નહીંતર આપણી તો ઉંમર પણ વહી ગઈ હતી."

" ભગવાન કરે ને તારી લીલી વાડી થાય. ઉંમર-બુમ્મર તો ઠીક છે."

" આજે રેંટ ચાલુ છે ?" નારાયણે વાત બદલતાં પૂછયું.

" ના, આજે તો ગોડવા માટે ગયા છે."

ઝાંખો થતો થતો દીવો બુઝાઈ ગયો.

લાંબી કાળી શિયાળાની ઠૂંઠવાતી રાત.

તબેલા સરખું ભેંકાર ભાસતું ઘર.

અંધારામાં દોડતા ઉંદરોને કારણે ક્યારેક ક્યારેક વાસણ ખખડી જાય છે. એક

બાજુએ બાંધેલી ભેંસની બે આંખો ચમકતી દેખાતી હતી.

ભાનુને ઘરની છત પોતાના પર ગરતી લાગી.

એણે પાસેના ખાટલા પર પડેલા નારાયણની બાંય હલાવીને કહ્યું : " સૂઈ ગયા કે તમે ?"

" ના, શું વાત છે ?"

" વાત તો કશી નથી. અંધારામાં મને બીક લાગે છે."

" વસ્તીવાળા ઘરમાં ભલા, બીક શાની ? સૂઈ જા."

" પહેલાં તો મને પણ બીક લાગતી નહોતી, પરંતુ, જ્યારથી..." ભાનુ વાત કહેતી કહેતી અટકી ગઈ.

"ભાન, એક વાત પૂછું ? " નારાયણે મોઢા પરથી ઓઢવાનું ખસેડીને પૂછ્યું.

" તમે તો મને 'ભાનુ' કહીને જ બોલાવો."

" કેમ ?"

" અમસ્તુંજ, બસ, અમસ્તું જ !" ભાનુએ રજાઇ પોતાની લપેટમાં લઇને દબાવતા કહ્યું.

" સરબન તને 'ભાન' કહીને બોલાવતો હતો ?"

" હા. "

" હું ન બોલાવું ?"

" ગુજરી ગયેલાઓની વાતો એની સાથે જ ચાલી જવી જોઇએ."

" કેટલીયે વાર ભાનુ, મને પણ તું કોઇ ભૂત-ચૂડેલ લાગે છે. વશ કરેલા ભૂતની જેમ તું મારાં બધાં કામ તો કરી દે છે, પરંતુ જયારે બાથમાં લઉં છું ત્યારે બાથ ખાલી ખાલી લાગે છે. તું કોણ જાણે ક્યાંક બીજે જ ચાલી જાય છે."

ભાનુએ કોઇ જવાબ ન આપ્યો.

"ભાનુ, જે નવાં કપડાં છે તે પહેરવાનું રાખ. શા માટે પટારામાં મૂકી રાખે છે?"

" જે મેં પહેર્યાં છે તે પણ હજુ તો ક્યાંયથી ફાટયા નથી."

" ભાનુ !"

" હં."

" તું અહીં ખુશ તો છે ને ?"

" જોવા જોઇએ તો મને અહીં દુ:ખ પણ શું છે ?"

" મેં કેટલીયે વાર જોયું છે – છેક ગઈ કાલની રાત સુધી તું જાગતી રહી છે. કદાચ તું કંઇક વિચારતી હશે એમ હું માનું છું."

" આમેય મને ઊંઘ થોડી જ આવે છે. પહેલાંની ઉંમરમાં હું ઘણુંય ઊંઘી છું. એ મને જગાડતાં થાકી જતો હતો."

" કોણ, સરબન ?"

" હા. જ્યારે તે ઉઠાડતો ત્યારે 'ઉઠું છું' કહીને ફરીથી ઊંઘી જતી. થાકીને તે પોતે જ ચા તૈયાર કરી દેતો."

" ભાનુ !"

" અગર ક્યાંકથી સરબન હમણાં આવી લાગે તો તું મને છોડીને ચાલી જાય ? "

" લે, ભલા, ગુજરી ગયેલા તે કંઈ આવે છે ? હવે તો આગળ વધીને એ પણ પૂછું કે આટલા માટે શું મને પરણી લાવ્યો'તો ?"

" આગળ પહોંચી જઈને શું એ તારી જ રાહ જોતો બેઠો હશે ? ત્યાં સુધીમાં તો શી ખબર કઈ યોનિમાં એ આવી પડ્યો હશે ? "

ભાનુને આ વાત સાંભળી એવું લાગ્યું કે રાત્રિનો સમસ્ત અંધકાર જાણે પોતાના ઉપર જ તૂટી પડયો હોય.

કેટલીક ક્ષણો મૌન રહ્યા પછી એણે નારાયણને પૂછ્યું :

" હેં ! હું તમારા ખાટલા પર આવી જાઉં ?"

" એક શરતે કે તું હમણાં સૂઈ નહીં જાય. મારા ખાટલામાં તો જાણે કંઈ એવો જાદુ છે કે તું અહીં આવી નથી કે સૂતી નથી !"

' તમારી પાસે આવવાથી ખરેખર તો મને બીક લાગતી અટકી જાય છે."

" હવે, તું શું નાની છોકરી છે ?"

" એ તો હુંય વિચાર્યા કરું છું કે આમાં બીવા જેવું શું છે. હવે હું કંઈ નાની છોકરી ઓછી જ છું ?"

" ભાનુ, તું સાંજે ક્યાં ગઈ હતી ? મારે ચા જોઈતી હતી. કલાકો સુધી તારી રાહ જોતો બેસી રહ્યો."

" હું બહાર ગઈ હતી."

" આટલી વાર ?"

" ત્યાં શ્યામુ મળી ગઈ હતી, પિંજારણ તે પણ મોરાંવાળી ગામની છે ને ?"

" મોરાંવાળી તરફ આટલો બધો પ્રેમ છે તો પછી ત્યાં જઈને રહે." નારાયણે પડખું ફરી, બીજી બાજુ મોઢું કરતાં કહ્યું.

જે નારાયણને ભાનુ ' તમારા ખાટલા પર આવી જાઉં' એમ હમણાં પૂછી રહી હતી તે નારાયણ હવે એકદમ તેને અજાણ્યો માણસ લાગ્યો. આ અંધકારમાં પોતે કોઈ અાહિત પુરુષના પનારે પડી હોય એવું તેને લાગ્યું. ભાનુએ ઊઠીને તેલ રેડી, દીવો પેટાવ્યો.

દીવાના ઉજાશમાં છાજલી પરનાં સાંજે માંજીને ગોઠવેલાં વાસણો તેને દેખાયાં. સામે પેટીપટારા પાસે રેંટિયો પડ્યો હતો. ગઈ કાલ રાત સુધી તેણે એના પર કાંત્યું હતું.

ખાણની કૂંડી પાસે ભેંસ ઊભી હતી. નજીકમાં જ ઊમરા પાસે એની મોજડીઓ પડી હતી. દીવાના ઉજાશમાં ઘર એને એટલું બધું અજાણ્યું નહિ લાગ્યું.

એણે ભેંસની ખાલી કૂંડીમાં ભૂંસું નીર્યું ભેંસના ડિલ પર હાથ ફેરવ્યો નીચે પડેલી ઝૂલ લઈને પાડી પર ઓઢાડી દીધી.

" ફરીથી પેટાવ્યો દીવો ?" નારાયણે ચીડ દબાવતાં પૂછ્યું.

" મેં કહ્યું નહીં, ક્યાંરેક ક્યારેક હું ખૂબ બેચેન થઈ જાઉં છું." ભાનુએ સવારને માટે ચૂલામાં અડાયા ભારતાં કહ્યું.

" અરે હા, દાણા પલાળવાનું તો ભૂલી જ ગઈ !" ભાનુએ એંઠા તાંસળામાં દાણા નાખતા કહ્યું.

" તને કંઈ યાદ રહે છે કે બધું જ ભૂલી જાય છે ?" નારાયણે સૂતાં સૂતાં પોતાના જટાપાશમાંથી તૂટેલો દાંતિયો કાઢીને વાળમાં ફેરવતાં જરાક ચીડપૂર્વક કહ્યું.

"દેવતા મેલાય આ યાદદાસ્તમાં. કોણ જાણે શું થઈ ગયું છે ?"

" મન અહીં હોય ત્યારે ને !"

" અહીં નહીં તો બીજે ક્યાં – કૂવામાં જાય છે ?"

" બે મહિના થયા, તને આ રીતે જોતાં. મને તો તારો કોઇ તાગ જ મળતો નથી."

" કહું છું, કોઇની મારફત બાપુની ખબર તો કઢાવો, કેવા છે ?"

"સાજાતાજા છે. તને હજુ પણ બાપુનો મોહ સતાવે છે ?"

" બાપુનું દિલ ખરાબ નથી જ્યારથી ભગવાને ડોગરને તેડી લીધો ત્યારથી તેમનો તો જીવ જ જાણે ઠેકાણે નથી. કોઇ કશું કહે છે કે તેમને લાગી આવે છે."

" તને તો બીજીવાર વેચવા ફરતા'તા ને તું કહે છે દિલના એ ખરાબ નથી. !"

" પોતાની આંખો મીચાઈ જશે તો મારું શું થશે એ તેઓ વરતી ગયેલા. સાસરિયાં કોઇનાંય થયાં છે ? મોરાંવાળી થી એવી ભળતી ખબરો આવતી કે ભાનુને ખાનદાનીથી મોકલી આપો નહીંતર અમે તેને ઉઠાવીને લઈ જશું."

" એટલે તારા બાપુએ વિચાર્યું કે એવું કંઇ થાય એની પહેલપૂર્વે જ પૈસા કમાઇ લઉં !"

" ના, ના. તમે શું જાણો ? અમે ભારે દુઃખ વેઠ્યાં છે. હું તો બીકની મારી અંધારે-ભળભાંખરે બહાર પણ નહોતી નીકળતી. બુઢ્ઢો બાપ શું કરી શકવાનો હતો ? કોઇ એમને બીચારાને ધોલધપાટેય કરી જાય. જેમને ભાઇભાડું નથી એમનું તે કંઈ જીવતર છે આ ગામડા ગામમાં ?"

"તું તો ગાંડી છે ! સ્ત્રીની ઇચ્છા ન હોય તો કોઇની મજાલ નથી કે એનો વાળ પણ વાંકો કરી શકે."

"નહીં.... નહીં, તમને ભૂંડા લોકોનો ખ્યાલ નથી, જેઓ પોતાના સગા ભાઇને પણ ....."

" મેલ છાલ એનો. આખો દિવસ એના રોદણા ન રોયા કર."

" શું કરું ? આ વાતોએ મારી અંદર કબજો જમાવી દીધો છે. હું મનને ઘણુંય મનાવું છું : ' હવે તો એ સમય ફરીથી હાથ આવી રહ્યો. ભગવાનનો પાડ માન કે તને ક્યાંક એક કાંઠો હાથ લાગી ગયો છે. ભલું થજો એમનું, જેમણે કશીયે પૂછતાછ વિના ઘરબાર આમ સોંપી દીધું.' "

" ઠીક હવે સૂઈ જા."

" કહું છું , જે બાબત તમને ઠીક ન લાગે તે મને કહેતા રહેજો. મારું તો, લાગે છે કે, ચિત્ત જ ઠેકાણે નથી."

" ભાનુ !"

" હં ! "

" આ તો હું ક્યારેક ક્યારેક શરાબના બે-ચાર ઘૂંટડા લઉં છું તેને કારણે વાળ મારા જલદીથી ધોળા થઈ ગયા છે. બાકી આમ કંઇ મારી ઉંમર એટલી બધી નથી. તને થતું હશે કે કોને ખબર..."

" નહીં. ભાઇના સોંગદ. મેં તો સપનામાંયે આ વાત વિચારી નથી અને વળી આજકાલ તો વાળ અમસ્તાય ધોળા થઈ જતા હોય છે. નાની છોકરીઓનાયે વાળ ધોળા થઈ જાય છે."

" ભાનુ ! "

" હં !"

" સાંજે એક રમકડાંવાળી રમકડાં વેચવાને આવેલી, માટીનાં રમકડાં."

" હં ."

" તું એ લઈ લેત ?"

" આપણે કોણ છે રમકડે રમનારું ?"

" નથી તો આવશે."

ભાનુએ કોઇ જવાબ ન વાળ્યો

" ભાનુ !"

" હં. "

" તને એમ નથી થતું કે મારે પણ એક બાળક હોય ?"

" જ્યારે.. જ્યારે .... એ ગુજરી ગયો ત્યારે મને ઘણું થતું હતું કે અરે ભલા, એકાદ નાની સરખીયે એની યાદગીરીની નિશાની મારી પાસે હોત તો એના સહારે મારા દિવસો કાપી નાખત. એના ગયા કેડે .. એના ગયા કેડે...."

" ભાનુ, હું ત્યારની નહીં, અત્યારની વાત કરું છું."

" તમારી ઇચ્છા છે તો ભગવાન કરે એ જલદી પૂરી થઈ જાય, પરંતુ જે દિવસથી એ ચાલી ગયો ત્યારથી જાણે મારું ભીતર જ વસૂકાઇ ગયું છે. હવે તો ત્યાં શું ફલશે-ફાલશે ?'

" ભગવાન તો બધાંય અછાવાનાં કરશે, તું આડી ન જઇશ."

" આડી જઇને ક્યાં - કૂવામાં મારે પડવું છે ? નથી ઉલાળ કે નથી ધરાળ."

" સ્ત્રીનું તો એવું છે ને કે ઉલાળ ને ધરાળ વખત આવ્યે ઘડીકમાં ઊભા કરી દે ! બે મહિના અગાઉ તું મને કેવોક ઓળખતી'તી ?"

એક ક્ષણ તો ભાનુને મનમાં થયું કે પોતે કહી દે કે 'એવી સ્ત્રીઓ તે બીજી,' પરંતુ પછી તેને થયું કે કદાચને એ સ્ત્રીઓ પણ પોતાના સરખી હોય અને તે ખામોશ રહી.

' ભાનુ "

" હં ! "

" ગુસ્સે થઈ ગઈ ? "

" ના, ગુસ્સો કોની સામે કરવાનો ? "

" મારી સામે. "

" નહીં. હું કહેતી'તી, રખી ચમારણ પાશેર ઘી માગતી હતી. કહેતી હતી કે છોકરો માંદો છે તે દવામાં નાખવું છે."

" તો આપવું' તું ને ! "

" મેં કીધું પૂછીને આપીશ."

" ભાનુ, આ ઘર હવે તારું છે. મરજી પડે તે કર્યા કર."

" સરબનની પોતાની તો મને કોઇ વાતે કશી રોકટોક નહોતી, પરંતુ મને હજુ તમારી બાબતમાં કશી ખબર નથી. મને થયું ક્યાંક... "

" ભાનુ ! " નારાયણે આક્રોશપૂર્વક કહ્યું.

" જી " ભાનુએ ક્ષોભપૂર્વક મંદ અવાજમાં કહ્યું.

" તું સરબનનું નામ મારી આગળ ન લીધા કર."

' સારું ' કહેતા ભાનુએ દીવાને ફૂંક મારી દીધી અને અંધારામાં હાથથી ફંફોસતી ફંફોસતી પોતાના ખાટલામાં આવી પડી.

પછી એને ખ્યાલ આવ્યો કે, પોતે નાની હતી ત્યારે મા કહેતી હતી કે દીવાને ફૂંક મારી હોલવવો એ ખરાબ છે.

દુકાન જેવું લીંપ્યુંગૂપ્યું ઘર.

અંદરનો ભાગ એવો લીંપેલો, સાફસૂથરો, કે ઇચ્છો તો ભોંય પર ખાવાનું મૂકીને ખાઈ શકો.

કોઇ સુઘડ સ્ત્રીના હાથે બનાવાયેલો મોરલાની ભાતવાળો ઓટો.

ઓટા પર પસંદ કરીને મૂકેલા ચકચકિત વાસણ ઊંચો ચૂલો.

ચૂલા પર ચઢતા શાકમાંથી નીકળતી સફેદ વરાળ.

ભાનુ પાસે બેસીને લસણ ફોલી રહી હતી, શાકમાં નાખવા માટે.

" અરે નારાયણ, તારી વહુ તો ભારે કામઢી છે." કાંટો કઢાવવાને આવેલી સંતીએ ધોયેલા કપડાં પહેરીને, બેઠા બેઠા ચલમ પી રહેલા નારાયણને કહ્યું.

" વધારે વખાણ કરીને, તું એને બગાડતી નહીં, ભાભી !"

" જા રે, બગડેલો તો તું છે. ગમે ત્યારે જુઓ, કોઇ ને કોઇ નશામાં હોય ! શરીરના હાલહવાલ તો જો, કેવા કરી મૂકયા છે ! સળેકડા જેવા હાથપગ અને સૂકાઈ ગયેલું મોં ! ભાઈ, માણસે તો દૂધ-ઘી ખાવાં ઘટે એ જ ખરું છે."

" લો, આ તો મને ઝાટકે જ છે ને એમાં તું પણ ભળી ! હું કોની આગળ ફરિયાદ કરું ? નથી ભાઈ, નથી બાપ."

" સારું જ કરે છે, તને ઝાટકે છે તે. તું છે જ એ લાગનો. ભલા, એ ચીજોમાં શું બળ્યું છે ? એ તો લોહી બાળી મેલનારી છે. કયારેક ભાંગ, કયારેક શરાબ, કયારેક ગાંજો – કંઇ ને કંઇ તું પીતો જ રહે છે."

"તમને શું જણાવું માજી, અગિયારસને દિવસે મારી સાથે ગુરુદ્વારે આવીને શપથ લીધા કે આજથી હું શરાબ નહીં પીઉં ; પરંતુ બે દિવસ પણ એના વિના ન ચાલ્યું. ભગવાન આગળ જુઠ્ઠા ઠર્યા." ભાનુએ ફરિયાદ કરી.

"સસરીનો ભગવાન પણ શું નહીં પીતો હોય ? મને તો લાગે છે ભાભી, કે એય આખો દહાડો નશામાં ચકચૂર પડ્યો રહેતો હશે અને એટલે જ સંસારમાં આટલું અંધેર ફેલાઇ ગયું છે ! " નારાયણે ચલમ ખંખેરી ઊંડો કસ ખેંચતા કહ્યું.

"મૂંગો મર, ઝાઝું ન ભસ. ભગવાનથી તો આઠે પહોર ડરતા રહેવું જોઇએ. એની લીલાનો પાર કોણ પામી શકે છે ?"

" લો માજી, કાંટો નીકળી ગયો." ભાનુએ સંતીના હાથમાં સોય મૂકતાં કહ્યું.

" જીવતી રહે ! ભગવાન કરે ને તારું ઘર મંડાયેલું રહે. ભગવાન તને દીકરો આપે ને આ ઘરમાં તારી લીલી વાડી થાય. પછી છો આ ફાવે ત્યાં આંટાફેરા કરતો ફરે."

" તને ખબર નથી ભાભી, આ તો મને જ નાનું છોકરું સમજે છે. તેં જોઇ નહીં એની અકડાઈ ? કયારેક કહેશે ધોયેલાં કપડાં પહેરો. ક્યારેક કહેશે : જોડા અહીં ઉતારો,

તો ક્યારેક કહેશે : દુકાનેથી ફલાણું ને ઢીંકણું ખરીદી લાવો. આ જો, તલ પીસવાના સોંપ્યા છે; કહે છેઃ એનું કચ્ચરિયું બનાવીશું" નારાયણે ચલમ બાજુએ મૂકી તલ પીસતાં કહ્યું.

" જા રે, એણે તો આવીને તને માણસમાં લાવી મૂક્યો."

" લો સાંભળો, પહેલા હું માણસ નહોતો !"

" મોટી ભાભી છે. મજાક કરી લે તો શું થઈ ગયું ?" ભાનુએ ચૂલામાંથી દેવતા કાઢીને સંતીને આપતાં કહ્યું.

" પણ એક વાત તને કહું, નારાયણ ? ભલે તને એ સારી લાગે કે ખરાબ. ભાઈ, તું આ જે દારૂડિયા-ફારૂડિયાઓને ઘરમાં પેધાડે છે તે ઠીક નથી. હવે ભગવાનની દયાથી તારે મંડાયેલું ઘર છે ; આ કોઇ વાંઢામુફલિસની ઝૂંપડી નથી. હવે તો તારે ગૃહસ્થીની રીતે રહેવું જોઇએ."

" હું ક્યાં કોઈ મુફલિસને બોલાવવા જઉં છું, ભાભી ? તેઓ પંડે આવી પડે છે."

" નહીં, તું સીધી વાત કરી દે કે ભાઈ, ઘૂંટડો શરાબ પાવી હોય તો ગુરુદ્વારવાળા રેંટ પર બેસીને પી લો, અથવા બાબાના ડેરા પર ચાલો. આ બહેન-બેટીઓવાળા ઘરમાં એ વાત સારી લાગતી નથી."

" મેંય અનેક વાર સમજાવ્યું, પણ સાંભળે છે કોણ ? પોતે તો એકબે ઘૂંટડા શરાબ પીતાં ઘેનમાં પડી જાય છે, પણ પેલા તો ડોળા ફાડી ફાડીને આખા ઘરને જોયા કરતા હોય છે." ભાનુએ નારાયણ પાસેથી તલ લઇને જલદી જલદી પીસતાં કહ્યું.

" લો, સાંભળો ભલા, પેલા આ સ્વર્ગની અપસરાને જુએ છે ! – અમથી જ બકવાસ કર્યા કરે છે."

" અરે, દારૂ પીધા પછી કોઇને કંઈ સાનભાન રહે છે, નારાયણ ?"

" લો, સાનભાનને શું થઈ જાય છે, ભાભી ?"

" પણ ભલા ભાઈ, તારે શું નક્કી તારા ઘરની ઇજ્જત બગાડવી છે ?"

" ચાલો, હવે થી કહી દઇશ. પણ ભાભી, આનેય તું કંઇક કહેતી જા. કોઇને ઘેર જરાકે કથા-કીર્તન હોય કે આખાપાખો દિવસ ત્યાં બેઠી રહે છે ; લોકોનાં એઠાં વાસણ માંજતી રહેશે, જોડા લૂછશે. કહે છે સેવા છે. ઘેર પછી ભલે હું રોટી વગર ભૂખ્યો પડ્યો રહું."

" અરે નારાયણ, આ વાત તો ખરાબ નથી. થોડું આગળના ભવ માટેય બાંધવું જોઇએ ને ! પાછલા જનમમાં જો સારાં કર્મ કર્યા હોય તો.... આના જેવી કામગરી, આંખમાં શરમવાળી વહુ-દીકરીઓના તો લોકો પગ ધોઈ ધોઈને પીએ છે."

" મને ખબર છે, તું તો એની તરફેણમાં જ વાત કરવાની."

" નહીં હું તો મારા માંહ્યલાની વાત તને કહું છે. નથી મારે આ બિચારી પાસેથી કશું લઈ ખાવું કે નથી તારી પાસેથી."

" લો, માજી, જુઓ ! બરોબર થઈ ગયું ? ચૂરમાનો એક લાડુ સંતીના હાથમાં મૂકી દેતાં ભાનુ બોલી.

" વહુ, હું કંઈ કીકલી છું ?" સંતીએ લાડુ ભાંગીને મોંમાં મૂકતાં કહ્યું.

" સંતી ! ઓ સંતી માજી !"

" આ તો દયાનો સાદ લાગે છે ... આવું છું, બેટી ...!" સંતીએ બાકીનો લાડુ મોંમાં મૂક્યો અને મોં પર હાથ ફેરવતી ચાલી ગઈ.

" પાયલાગણ માજી, કયાં ગઈ'તી ? ક્યારની તને શોધતી ફરું છું ."

"જીવતી રહે. ભગવાન કરે ને તારું ઘર ભર્યુંભાદર્યું રહે. ભગવાન તને સદ્ભાગ્ય સંપડાવે. હું તો ભાનુ પાસે કાંટો કઢાવવા ગઈ હતી. તે વળી મને થયું કે નારાયણને કહેતી આવું કે આ ખાનદાન લોકોનો મહોલ્લો છે. આમ અહીં લુચ્ચા-લફંગાઓને તું ભેગા નહીં કરતો ફર . બધા બહેન-દીકરીઓવાળા છે."

" અરે માજી, તું તો ભોળી છે. નારાયણને કારણે કોણ આવે છે ? તું પોતે સમજુ છે. જેને કારણે આવે છે એને કારણે આવે છે."

" દયા બેટી, ખોટું કહું તો ભગવાન પૂછે. ભાનુ તો એવી નથી લાગતી."

" લાગવામાં વળી બીજું શું વધારે તેને લાગવાનું હતું ? જે પિયર-સાસરું છોડીને ધરમની ગાય બનીને ફરે છે તે તારા માટે ભલી હશે !"

" અરે બેટી, કોઇ કયા કારણે દેવતા પર ચાલે છે તેની શું ખબર પડે ?"

"નહીં માજી, તું તો આખી દુનિયાને પોતાના જેવી સમજે છે. મને તો આના લખ્ખણ સારા નથી લાગતાં. જે કોઇને ત્યાં પાઠપૂજા થાય છે તેને ત્યાં આગળ પડીને દોડે છે. મોટી ભગતાણી ! નવસો ઉંદર ખાઇને બિલાડી હજ કરવા ચાલી !"

" અલી દયા, અંદરની વહી તો અંદરવાળો જાણે. આપણે શા માટે એના વિશે તર્કો કરીને પાપનાં ભાગીદાર બનીએ ? અરે, તું તો બહુ સુંદર તાવીજ પહેરીને ફરે છે ને કાંઇ ! નવું બનાવડાવ્યું છે ?"

" ના, માજી, આ તો દીકરો આવ્યો તે નિમિત્તે મારાં મોસાળિયાંએ આપ્યું'તું. આ ઘરમાં તો જયારથી આવી છું, નાકની એક ચૂંક સરખીયે પામી નથી."

" આજકાલ તો વસ્તારી કુટુંબોમાં આવું જ હોય છે."

" મારી બાબતમાં જ એમનું કુંટુંબ વસ્તારી થઈ પડે છે. પોતાની બહેન આવી લાગે તો ફટ દઇને દુકાનમાંથી કપડાં લઇ દેવાય છે ?"

" આપ દેવાનું જરૂરી છે ; નહીંતર સાસરિયાં પાછાં ટોણાં મારે કે ભાઈ, પિયરથી એક જોડી કપડાંયે ન મળ્યાં."

"બીજા શા હાલ છે તારી ભાનુના ?" દયાએ તડકામાં મૂકેલા રવૈયા પરના ચીકણા મેલના વાટા હાથથી ઘસીને ઉતારતાં પૂછ્યું.

" લે, બિચારી-ફિચારી કંઇ નહીં, માજી. અમારા ગામમાંયે હતી આવી એક બદચાલ. કહે કે રોજ સવારે ગુરુદ્વારે કથા સાંભળવા જઉં છું, પરંતુ એક દહાડો પોતાનાં પિયરિયાં ને સાસરિયાંની આંખોમાં ધૂળ નાખીને ભાઇજી (પૂજારી) જોડે જ ભાગી ગઈ ત્યારે ખરી વાતનો પત્તો લાગ્યો. પણ એના ઘરવાળાએ તો એનો પીછો કર્યો ને સ્ટેશન પર જ જઇને પકડી. ભાઇજીનું મોઢું કાળું કરી, ગળામાં ખાસડાંનો હાર પહેરાવી, ગધેડા પર બેસાડી, આખા ગામમાં ફેરવ્યો, અને પેલી ઊખડેલની એના બાપને બોલાવીને સોંપણી કરતા કહ્યું કે ભાઈ, આ તારી છોકરી,એને કૂવામાં ફેંક કે ખાઇમાં નાખ. હવે તે અમારા કામની નથી રહી."

" તું બેસ, બોલ, ચા બનાવું ?"

" ના, માજી, હું તો એક કામ માટે આવેલી તારી પાસે."

" કહે, આય ઘર છે, કશાની ના નથી."

" થોડોક દારૂ જોઇએ છે. બચુડાને ઘા લાગ્યો છે ; પાટો બાંધવો છે ? "

" દારૂ મારે ત્યાં ક્યાંથી ? મારે ત્યાં તો કોઇ હોઠેય અડાડતું નથી. હા, નારાયણને ત્યાં હશે."

" મને થયું કે હમણાં આપણી સીતાનો વર આવેલો એટલે કદાચ થોડોશો પડ્યો હોય બાટલીમાં."

" લાવ્યા તો હતા જમાઇ આવ્યા ત્યારે; પણ તેઓ ઘરમાં જ પીતા કરતા હતા. ખાલી બાટલી માધુ ચમારની છોકરી તારા કાકા પાસેથી માંગીને લઈ ગઈ. તને ખબર છે કે તેઓ કોઇને ના તો પાડી જ શકતા નથી. પેલી કહેવા લાગી કે કાકા, બજારમાંથી ઘાસતેલ લાવવું છે. મને થયું કે ભાઈ, આ રીતેય ઘરમાં કામ આવે છે ને ! આમેય હવે તો સફેદ બાટલી ત્રણ આનામાં જાય છે. તું ભાનુને પૂછ."

" એની મોઢામોઢ થવાનુંયે મન મને થતું નથી. હું તો ગઈ કાલે આપણા જાગરની સાથેય ઝઘડી પડી. ભલા, એને ઘેર આંટા મારવાનું કારણ શું છે તારે ? "

" અરે દયા હવે જાગરનું લગન કરી દે ક્યાં સુધી તારા હાથનું રાંધેલું જમ્યા કરશે બાપડો ?"

" માજી, કોઇ સારું ઘર મળે ત્યારે કરાય ને ! હું કોઈ મામૂલી ઘરની છોકરી લેવા નથી માગતી, જે બેચાર દિવસમાં જુદાગરો કરે. લોકો તો કહેતા હશે કે હું લોભની મારી દિયરનું લગન કરતી નથી. પણ ભગવાનના સમ; હું તો તમારા ભત્રીજાને - એમને કેટલીયે વાર કહી ચૂકી છું કે ભાઈ, લોકો તો અપજશનું પોટલું મારા માથે ચઢાવશે ; તમે કોઇ વિવાલગનનું ગોઠવી દો."

" કોઇ આવે તો તારો હાથેય થોડો છૂટો થાય. એકલાંને તો તકલીફો હોય છે, વહુ !"

" મારો હાથ તો છૂટો થઈ રહ્યો, પણ કંઇ નહીં તો એક ઘર તો મંડાય."

" શું જાગર આવે છે ?" સંતીએ નેજવું કરીને દૂરથી આવતા જાગરને જોતાં પૂછ્યું.

" હે, એ જ કાળમુખો છે. જતો હશે ભાનુને ઘેર. નકટો હજુ ગઈ કાલે તો મારી આગળ પણ લઇને ગયો છે."

એટલામાં જાગર નજીક આવી પહોંચ્યો.

" અરે, જાગર, ક્યાંથી આવી સિકલ લઇને ચાલ્યો આવે છે ?" દયાએ ખિજાઇને પૂછ્યું.

" હું તને જ બોલાવવા આવ્યો'તો ભાભી. બચુડો કયારનો રડે છે ને તું તો પાછી જ ના ફરી !"

" દારૂનો છાંટો ક્યાંકથી મળે ત્યારે પાછી ફરું ને !"

" હું લઈ આવું છું, નારાયણને ત્યાંથી."

" ખરુંસ્તો, નારાયણના ઘર સિવાય બીજે થી તને દારૂ ઓછો જ મળે ?"

" તું જા, હું આ આવ્યો " કહીને જાગર ઝટપટ ભાનુના ઘર તરફ ચાલી નીકળ્યો.

" જોઇ લે, માજી, આ બાઇના રંગ ! જાગર એના વિના શ્વાસ પણ લે છે ? આવવા દે આજ એને ઘેર, કરું છું એને પાંશરોદોર."

" કહું છું દયા, આમ વાયરે ચઢીને ગમે તેના પર આળ ચડાવવું એ ઠીક નથી. નારાયણની સાથે જાગરની ઊઠબેસ તો વર્ષોજૂની છે."

" નહીં, માજી, તને આ બાઈની શું ખબર ? નારાયણ તો આમેય ડંગોરિયો છે. પેલી તો હાલતાં ચાલતાં પણ આંખોથી વાત કરી લે એવી છે. મને કોઇએ જણાવ્યું કે એ તો બહાર અમારા કૂવા તરફ પણ જાય છે. હું તો એ છપ્પરપગીનાં લટિયાં ખેંચી કાઢીશ."

" અરે દયા, નજરોનજર જોયા વિના કોઇને કશુંયે ન કહેવાય. આજકાલ ઉબાડિયાં કરનારા ઘણા હોય છે."

" તું ઘેર ગઈ નથી, ભાભી ? બચુડો રડતો હશે. ચાલ, લઇ આવ્યો છું હું શરાબ." ચાલતાં ચાલતાં જાગરે હાથમાં ઢાંકી રાખેલી દારૂની છલૂડી દયાને બતાવતાં કહ્યું.

દયા પણ એની સાથે ચાલી નીકળી.

" જાગર, મને તારી આ ચાલચલગત પસંદ નથી." ગલીમાં ચાલતાં દયાએ જાગરને કહ્યું અને તે પોતાની બાડી આંખે જાગરને ઠપકાભરી રીતે તાકી રહી.

"તું તો અમસ્તી જ પરેશાન થાય છે, ભાભી. તે શું તારાથી વધારે રૂપાળી છે ?" જાગરે હળવેથી મશ્કરી કરી.

" હા, મને ખબર છે. હવે તો થતું હશે કે ભાઈ, ભાભી તો હવે જૂની થઈ ગઈ. હવે એનું શું ?" દયાએ કુરતાનું ખૂલી ગયેલું બટન બંધ કરતા કહ્યું.

"ના, મને તો તું જૂની થઈ લાગતી નથી. બસ એક કવાણું છે કે તું કજિયો કરતી હોય છે."

"કજિયો ન કરું તો તને શું આમ હરાયાની જેમ રઝળવા દઉં ? જુઓ તો ખરા ! ના પાત્ર જોવું કે કપાતર. કોને ખબર કેટકેટલાથી બોટાયેલી હશે ! કોણ જાણે કઈ રીતે ત્યાં તારો પગ પડે છે ? દીસતો રહે અહીંથી."

"નહીં ભાભી, ભાનુ એવી નથી."

"હા, હા, મને ખબર છે. આવ્યો મોટા ભાનુનું ઉપરાણું લેતો ! એવીઓને તો ઘણા ચરીતર કરતાં આવડતાં હોય છે; અને એ વળી કયાંની દૂધે-ધોયેલી ? કેટલા ધણી કર્યા ને કેટલા વહેતા મેલ્યા એની કોને ખબર ! ઘેર ચાલ જરા, આજે તારા ભાઈને જણાવું છું "

" શું જણાવશે ?" જાગરે ઇતરાજીપૂર્વક પૂછ્યું.

" નારાયણના ઘરમાં ભરાઈ રહે છે એ."

" હું જણાવીશ કે ભાભી શું કરવા ખિજાય છે !"

"ખિજાઉં છું તારા ભલા માટે. તને તો નહીં પણ મને તો ઘરની આબરૂની પડી છે. નાનુ છોકરું હોત તો તો તમાચો મારીને બેસાડી દેત પણ તું તો હવે મોટો ઢાંઢો છે."

સાંજ પડતાં બાટલી બગલમાં મારીને નારાયણના ઘર તરફ દબાતે પગલે જઈ રહેલો જાગર વિચારી રહ્યો હતો : "ભાભી કદાચ સાચું તો નહીં કહેતી હોય ને ! ... નહીં, નહીં, નારાયણ તો આપણો જિગરી છે.... ભાનુ.... હા, ભાનુ.... નહીં, એ તો આપણી ભાભી છે."

જાગરે બંધ કરેલા બારણાને ધીમેથી ખટખટાવ્યું. રસોઇ કરતી ભાનુએ ઊઠીને ખોલ્યું. જાગર કશું કહે તે પહેલાં તે બોલી : " તારા ભાઇ તો ઘેર નથી, જાગર."

" સારું, તો હું મેડી પર બેસું છું આવે કે ઉપર મોકલજે." જાગર એમ કહીને સીડી ચઢી ગયો.

થોડીવાર પછી ફરીથી તે નીચે ઊતરી આવ્યો. " ભાભી, પાણીનો લોટો તો આપ, અને સાથે ગિલાસ પણ."

" જાગર, તારા ભાઈ આવે પછી તું આવજે." કહી ભાનુએ બારણું બંધ કરી દીધું.

પણ જાગર બારણું ખોલીને એની પાછળ ધસી આવ્યો.

" ભાભી કદાચ તું મને પરાયો માણસ સમજે છે, પરંતુ નારાયણ મૂળે તો મારા કાકા થાય છે, અમે પહેલેથી જ જિગરજાન દોસ્તો છીએ, એટલે હું એને 'ભાઈ' કહું છું. એણે તો મને બાળપણમાં ખોળે બેસાડીને ખવડાવ્યું છે."

" નહીં, હું તો એમ કહેવા માંગતી હતી કે તારા ભાઈ ઘેર નથી..." અને ભાનુએ તેને વિદાય કરવા પાણીનો લોટો અને ગ્લાસ એની પાસે લાવીને મૂક્યા. જાગર થોડી વાર તો મૂંગો બેઠો રહી ભાનુને કંઇક કહેવાનું હોય એ રીતે એને તાકતો રહ્યો. ભાનુ નીચી નજરે રોટલીઓ શેકતી ગઈ. પછી પાણીનો લોટો અને ખાલી ગ્લાસ લઇને તે ઉપર અગાસી પર ગયો. એકલો બેસીને ઢીંચવા લાગ્યો. ભાનુ રોટલી બનાવીને પરવારી કે જાગર ફરી નીચે ઊતરી આવ્યો. ભાનુએ રોટલીઓને ચોપડવા માટે છાબડીમાં પહોળી કરી, જેથી એમાંથી વરાળ નીકળી જાય. જાગરે જાણીબુઝીને ખોંખારો ખાધો કે જેથી ભાનુ એની તરફ જુએ. ભાનુ એકચિત્તે કુલડામાંથી ઘી લઇને રોટલીઓ ચોપડતી ગઈ.

" કહું છું ભાભી, મારા પર તું ગુસ્સે છે ? " જાગરે ચોકમાં પડેલી માંચી પર બેસતાં કહ્યું.

શરાબની ગંધે ભાનુનું માથું ભમી ગયું. એણે એક વાર જાગરની તરફ જોયું અને નીચે નજર ઢાળી ફરીથી કામમાં લાગી ગઈ.

" કહું છું ભાભી, નાના દિયર સાથે ક્યારેક હસીને વાતચીત તો કર.લોકોની ભાભીઓ તો પોતાના દિયરોને કંઈ કેટલાંયે ઓછાવાનાં કરતી હોય છે."

ભાનુએ જરાક તીખી નજરે એની તરફ જોયું અને કહ્યું : ' જાગર, ઉપર જ જઇને બેસ.'

"જ્યાં સુધી તું નહીં માને ત્યાં સુધી હું નહીં જાઉં." જાગર પગ પહોળા કરીને બેસવા જતાં બોલ્યો.

" જાગર, આ વાત સારી નથી." ભાનુએ તપી જઇને કહ્યું.

" ભાભી, ચાહે તો આ મારી ખાલનાં જૂતા બનાવી લે, પણ આમ તીખાશથી મને તાક નહીં."

ભાનુ ચૂપ રહી.

" આખો દિવસ તારા વિચારમાં ને વિચારમાં ક્યાંય ચાલ્યો જાય છે ! તારું મોઢું જોવાને તો તલસ્યા કરું છું."

" મારા મોઢા પર તે કંઈ ચાંદ ચોઢયા છે ?" ભાનુએ રોટલીઓ કપડામાં લપેટી ડબ્બામાં ગોઠવતાં કહ્યું.

" આ તો મનેય સમજમાં નથી આવતું ઘરે પણ મારે આડું તેડું સાંભળવું પડે છે અને તું પણ મને ધૂત્કારે છે. આમ છતા આ મારું પાગલ મન મને અહીં જ ખેંચી લાવે છે."

ભાનુ લોટની કથરોટમાં પાણી છાંટી તવેથાથી એમાંનો ચોંટેલો લોટ ઉખેડવા લાગી.

" ભાભી, સરબન પણ મારો જોડીદાર હતો. એક વાર જરગના મેળામાં હું અને એ કુસ્તી લડ્યા હતા."

ભાનુ ગુસ્સો વિસરી ગઈ.

એક ઊંડો શ્વાસ લીધો.

એણે રડવા જેવી થઈ જતાં જાગરની તરફ જોયું.

ને જાગરે એનો હાથ પકડી લીધો ત્યારે જ તે સભાન થઈ.

" નહીં, જાગર, નહીં" ભાનુએ છંછેડાઇને કહ્યું.

" તું તો મારું લોહી પી ગઈ. નથી દિવસે ચેન, નથી રાતે. બે મહિના થઈ ગયા આમ આંટા મારતાં. નારાયણ તે કઇ આદમી છે કે જેને માટે થઈને તું મારી સાથે આવું વર્તન કરે છે ?" જાગરે બેબાકળી ભાનુને એકાએક બાથમાં ભીડી દીધી.

" નહીં.... નહીં.. હું બુમરાણ મચાવી દઇશ જાગર. ભગવાનને ખાતર અહીંથી ચાલ્યો જા. "

" ક્યાં જઉં ?"

ભેંસે માથું હલાવ્યું. સાંકળ ખખડી. જાગર એમ સમજયો કે નારાયણ આવી લાગ્યો. તે ભાનુને છોડીને વેગળો ખસી ગયો. ભાનુ દોડીને આગના ભડકાની જેમ બહાર નીકળી ગઈ. ને એ રીતે બારણાં ઉઘાડાં મૂકીને તે બીકની મારી ગાભરીશી સંતીના ઘરમાં ભરાઈ ગઇ.

" ભાનુ વહુ, તું છે ? આમતેમ કેમ સંતાતી ફરે છે ? સંતીએ બારણા આગળ બેસીને એક કૂતરાને રોટલીના ટુકડા નાખતાં પૂછયું.

" હુંજ છું, માજી.' કહીને ભાનુ એની કને જઇને રોઈ પડી.

" શું થઈ ગયું ? કહે તો ખરી. નારાયણે કશું કહ્યું છે ?" સંતીએ એના માથા પર હાથ મૂકી, વહાલથી એને બોલાવતાં પૂછયું.

"નહીં માજી, એ તો ઘરે નથી અને જાગર... જાગર " એ પછીની વાત એની ડૂસકામાં ડૂબી ગઈ.

" ઠીક, એની આ હિંમત ? હું હમણાં એ હરામીની દાઢી ખેંચી કાઢું છું." ને એમ કહેતાં કહેતાં સંતીએ બારણા પાસે પડેલો શેરડીનો સાંઠો ઉઠાવીને ચાલવા માંડ્યું.

"માજી, શોરબકોર નહીં થવા દેતાં. લોકો શું કહેશે ?" ભાનુએ વિનંતી કરી.

" રાખ હવે. લોકોને શું કહેવાનું છે ? આમ તો કાલે ઊઠીને કોઇ બીજાની આબરૂ પર એ હાથ નાખશે. મારો તો સવાલ એ છે કે આ વખતે આપણા ફળિયાંમાં એણે આવવાનું કામ જ શું હતું ?" સંતી એમ બોલતાં બોલતાં નીકળી પડી.

સંતીના પહોંચતાં પહેલાં જ જાગર ભાગી ગયો હતો ; પરંતુ જે કોઈ મળતું, સંતી તેને આ જ કહેતી : " છે ને અંધેરપણું. દયાનો ફાટીમૂઓ જાગર દારૂ ઢીંચીને નારાયણના ઘરમાં જઈ ઘૂસ્યો."

" અરે માજી, તને ખબર નથી. આવી બાઇઓ તો પહેલાં પોતે જ કોઇને પોતાની પાછળ ફેરવતી હોય છે અને જો કોઈ બહાર નું આવીને જોઈ જાય તો પોતાનું સતીપણું બતાડવા કાગારોળ કરી મૂકે છે." બચનીએ સંતીને કહ્યું.

"નહીં, બેટી, આટલા મહિના થઇ ગયા ભાનુને આવ્યે, કદી બાપડીની આવીતેવી વાતો સાંભળી નથી. એ એવી નથી."

" માજી, કહે છે કે જાગર શહેરમાંથી કપડાં સિવડાવી લાવેલો અને કંઈ અમસ્તાં તો કપડાં ન લાવે કોઈ."

" નહીં બેટી, એ તો મારી નજરોનજરની વાત છે. એ તો નારાયણે પોતે જ એના દ્વારા મોકલાવ્યાં કે ઘેર આપી આવે. એ પોતે તો કોઈ કામસર ભરથલા ગયો હતો."

" હા, માજી, વળી તું બેઠી હોય, ત્યાં એને બીજું શું કહેવાનું હોય. આવું જ કહેવાય ને કે ભાઈ, નારાયણે મોકલાવેલાં છે !"

" પછી તો ભાઈ અંદરની વાત અંદરવાળો જાણે." – આમ કહેતા સંતીએ બારણે ઊભેલી એક કૂતરીને જોરથી શેરડીનો સાંઠો ફટકાર્યો. તે ' કૂં - કૂં' કરતી, લંગડાતી ત્યાંથી ભાગી ગઈ.

" આજે ખેતરવાળા કૂવાને થાળે જ જઇએ" નારાયણે બાટલી ઓઢેલી પછેડીમાં છુપાવતાં પોતાના બે સાથીઓને કહ્યું.

" કેમ આજે ઘેર નથી જવું ?" બંતુએ પૂછયું.

" ભાઈ, ઘેર ભાનુ કજિયો કરે છે કે હું કેમ પીઉં છું. ?"

" આવી ખાણીપીણીમાંયે કજિયા કરતી હોય એવી બામણી કયાંથી લઈ આવ્યો તું ?" બંતુએ નશા વિના તૂટી રહેલા શરીરને ઢસડતાં જતાં પૂછયું.

" એમ તો ભાનુ સમજુ છે બંતુ !" લાભુના (દીકરા) ઇંદરે નારાયણ ની તરફ નજર કરીને કહ્યું .

" લો, ખાણીપીણીમાં જો રુકાવટ કરે તો દોસ્તોની દોસ્તી કેવી રીતે રહેશે ? દોસ્તી વિનાની વળી જિંદગી કેવી ? છેવટે તો ચાર દિવસ પૂરતું દુનિયામાં આવ્યા છીએ. જે ખાધુ-પીધું તે. એ સિવાય શું લઈ જવાનું છે ?" બંતુએ દલીલ રજૂ કરી.

" ચાલો, તમારી મેડી પર બેઠક કરી લઇએ. બે ઘડી બેસવું જ છે તો," નારાયણે કહ્યું.

" હં, મને ઘરમાંથી કઢાવો તમે ! અમારા ડોસાનો ડંડો જોયો નથી ?"

" આય વાત ખરી ! નારાયણ, દોસ્તોની દોસ્તી તો અબઘડી જ પરખાઈ ગઈ." લાભુના ઇંદરે કહ્યું.

" દોસ્ત, તું અત્યારથી આટલો ડરવા લાગ્યો છે ભાનુથી !" બંતુએ પોતાના તરફ ઝૂકતું વાતનું પલ્લું નારાયણ તરફ ઝુકાવ્યું.

" એમ તો એ સાચું જ કહે છે. એક તો પૈસાની બરબાદી, બીજું શરીરની ખાનાખરાબી" નારાયણે વિચારોમાં ડૂબી જતાં કહ્યું.

" છોડ યાર, નકામી વાતો ! આપણી પાછળ કયાં બાલબચ્ચાં રડે છે કે એમને ખાતર પૈસા મૂકી જવાના છે. શરીર હવે શું ગળવાનું હતું ? ગળવું'તું એટલું ગળી ગયું. હવે તો થોડા દિવસોનો રંગમેળો જ રહ્યો છે." લાભુના ઇંદરે એવુંતેવું નારાયણને સમજાવ્યું.

" પરંતુ ભાનુ .... ભાનુ તો હજુ ઘરડી નથી...." નારાયણે આ વાત, ખબર નથી કોને કહી તે.

એટલામાં તેઓ કૂવા પર પહોંચી ગયા.

ત્રણેયે મહામહેનતે રેંટ ચલાવીને કૂવામાંથી પાણી કાઢ્યું ત્યાં બેસીને પીવાનું શરૂ કરી દીધું.

પીતા રહ્યા અને આમની તેમની હાંકવા લાગ્યા.

" એક હતો ગંજેરી.... " નારાયણને કોઈ વાત યાદ આવી અને તે સંભળાવવા લાગ્યો. " તે ગંજેરી અમારી જેમ જ કૂવા પર બેઠો હતો. ત્યાં બેઠો રહ્યો ને તડકો આવી લાગ્યો. કહેવા લાગ્યો, ભાઈ, આ તડકો આવ્યો !"

" ચાલો, કૂવાને કયાંક છાંયડામાં લઈ જઇએ." એક ગંજેરીએ સલાહ આપી.

" હા, વાત તો બરોબર છે" સાથીદારોએ કહ્યું.

" તેઓ તો દોરડું નાખીને કૂવો ખેંચવા લાગ્યા. ખેંચતા રહ્યા... ખેંચતા જ રહ્યા... ને એમ જ ખેંચતા ખેંચતા સાંજ પડી ગઈ ......... સૂરજ ડૂબવા લાગ્યો........ છાંયડો આવી ગયો."

" બસ કરો બસ કરો. આવી ગયો કૂવો છાંયડામાં," એક ગંજેરી બોલ્યો.

" કૂવાને છાયામાં જોઇને બધા ગંજેરીઓ ખુશ થઇ ગયા." નારાયણે વાત પૂરી કરી અને ફરીથી ત્રણેય બાટલીમાં રહી ગયેલો શરાબ પૂરો કરતાં હસવાં લાગ્યા.

કોઈ સીધું જ કૂવાની તરફ આવી રહ્યું હતું. ત્રણેય એની તરફ જોવા લાગ્યા.

" કોણ છે ભાઈ?" માણસ નજીક આવ્યો ત્યારે નારાયણે પૂછયું.

" હું છું ભાઈ જાગર. તમે અહીં આવી ગયા ને હું ઘેર તમને શોધતો રહ્યો. "

" તું મોડો પડયો ; અમે તો પતાવી પણ દીધું." નારાયણે કહ્યું.

" પતાવવાની વાતને ગોળી માર. હું તો તને એક ખાસ વાત કરવા આવ્યો છું."

" તો પછી જણાવ."

" તને એકલાને જણાવવાની છે."

" કોઇ ભાનુને તો ભગાવીને લઈ નથી ગયું ને, પછી એકલાને જણાવવા જેવું શું છે ?" બંતુએ મજાક કરી.

" અમે આવીએ છીએ, ભાઈ" કહીને નારાયણ જાગરની સાથે ગામ તરફ ચાલતો થયો.

કેટલોક સમય બંને મૂંગા મૂંગા ચાલતા રહ્યા.

" શું વાત છે, જાગર ?" નારાયણે પૂછયું.

" ભાઈ નારાયણ, તને શું.જણાવું ? તારી આ વહુ કામની નથી."

નારાયણના પગ તળેની ધરતી જાણે સરકી ગઈ.

" શું થયું ?" એણે ખંચકાટ સાથે પૂછયું.

" વાત તો શું બનવાની હતી ? મને એમ કે તું ઘેર જ હશે, તો સાથે બેસીને બે ઘૂંટડા પીશું આજે જ લાવેલો પહેલી જ ધારની."

" જાગર, ભાનુ વઢતી હતી, લોકોને ઘેર લઈ આવું છું તેથી મને થયું કે આજે કૂવા પર જ જઇએ."

" તને ભાઇ, શું જણાવું ? તું તો ઘેર હતો નહીં. કહેવા લાગી કે જાગર રોટી ખાઇને જા."

" મેં કહ્યું : ભાઈ આવશે પછી ખાઇશું."

" એમ તો જાગર, ભાનુ સ્વભાવની સારી છે."

" શેની સારી વળી ? તું તો ભોળો છે. હું તને કશું જણાવવા માગતો નહોતો પણ પછી વિચાર આવ્યો કે શું ખબર એ કૂટણી તને શું યે કહે.ક્યાંક આપણી બાઈબંધીમાં અંતરાય ન લાવી દે. આ બૈરાં વશે તો કશુંયે કહેવાય નહીં." જાગર ઝડપથી ગામ તરફ જઈ રહેલા નારાયણને આમ કહી રહ્યો.

પરંતુ નારાયણને તો કશું સંભળાયું નહોતું. " તારી પાસે થોડો દારૂ છે ?" એણે જાગરને પૂછયું. જાગરે ધોતિયાની આંટીમાંથી એક પાશેરિયા બાટલી કાઢીને નારાયણને પકડાવી દીધી.

" સાંજે ભાભીની વાતે તો બધો નશો જ ઉતારી દીધો. એટલે આ લાવ્યો'તો એક જણ પાસેથી."

નારાયણ એકી શ્વાશે દારૂ પી ગયો અને ખાલી બાટલી ફગાવી દીધી.

" કોઇને વાત નહીં કરતો ભાઈ, તારી જ બદનામી થશે." જાગરે ચોરા આગળથી પોતાના ઘર તરફ વળતાં નારાયણને જાણે સમજાવતો હોય એમ કહ્યું.

ધૂંઆંપૂંઆં નારાયણ ઘરમાં ઘૂસ્યો ને ઘૂસતાં જ અંદરથી બારણાને સાંકળ ચઢાવી દીધી.

ભાનુ દૂધ ગરમ કરી રહી હતી.

નારાયણે માટીની કોઠી પાસે પડેલી ખીલીવાળી પરોણી ઉઠાવી લીધી. નહીં વાદ, નહીં વિવાદ ; ભાનુને એ ધડ ધડ મારવા લાગ્યો. ભાનુ ગાભરીશી હાથ પર, બાવડા પર પ્રહારો ઝીલતી રહી. સૂકલકડી નાંરાયણ ગંજેરીમાં આજે કોણ જાણે કયાંથી આજે આટલું જોર આવી ગયું હતું. પરોણીના પ્રહારોએ ભાનુના શરીર પર ભૂરાં ચમાઠાં પાડી દીધાં હતાં.

નારાયણ મારતો જતો હતો અને સાથે ગંદી ગંદી ગાળો પણ દેતો જતો હતો.

જ્યારે એ નહીં હઠ્યો ત્યારે ભાનુએ પરોણી પકડી લીધી અને એક જ ઝાટકે એની પાસેથી ખૂંચવી લીધી. નારાયણ પડતાં પડતાં મહામુશ્કેલીઓ બચ્યો. તે આમતેમ કોઇ ડંડો પડ્યો હોય તો શોધવા લાગ્યો.

ભાનુએ દોડીને અંદરથી વાસેલી સાંકળ ખોલી કાઢી. બહારનું અંધારું એને વધારે ડરામણું લાગ્યું. તે જતાં જતાં ઊભી રહી.

"હું તો કહું છું ભાગીને જતી રહે એની કને." નારાયણે પરોણી ખૂંચવી લઇને બેત્રણ સપાટા બીજા લગાવી દીધા.

" અરે નારાયણ, તું છે ?" બચની દોડીને આગળ આવી ગઈ. એ વધુ મારવા જતો હતો પણ અટકી જવું પડ્યું.

" ત્યારે તો તું ક્યારનો ભાનુને મારવા મંડયો છે ? મને થયું કે કોનો અવાજ આવી રહ્યો છે. પછી મેં વિચાર્યું કે ભેંસ દૂધ નહીં આપતી હોય, એટલે એને મારતો હશે."

" છોડી દે બચની, તું નથી જાણતી આ બદચાલને." નારાયણ દાંત કચકચાવતો મારવાને ઊછળી રહ્યો હતો.

" છોટુના બાપા, જરા આવો ... " બચનીએ પોતાના ઘરવાળાને સાદ કર્યો.

" એની તો બુદ્ધિનેય, ખબર નહીં, શું થઈ ગયું છે તે. જુઓ તો, જાણે ભૂત ના ભરાયું હોય. બિચારીને ભૂસાની જેમ કૂટી નાખી."

" અરે શું થયું ?" સંતી પણ કોલાહલ સાંભળીને દોડી આવી.

" જો તો, આ કોઢિયો નારાયણ કરવા લાગ્યો છે તે. ભાઇ, તું કંઈ નાદાન છે હવે. મોઢા પર સફેદ દાઢીયે થઈ." બચનીએ ઉંબર પર ઉભડક બેઠેલી ભાનુ તરફ સંકેત કરતાં કહ્યું.

" મને તો પહેલીથી મનમાં વહેમ હતો કે ભાઈ આજે જલદી જલદી ફલાંગો ભરતા જઈ રહ્યા છે તે ખેર નથી." સંતીએ ભાનુને કહ્યું.

" તું દીવાનો થઈ ગયો છે નારાયણ." ભક્તિએ એના હાથમાંથી સોટી ખૂંચવી લેતાં કહ્યું.

" તને આની શી ખબર ? જ્યારથી આ કમજાતને ઘરમાં લઈ આવ્યો ત્યારથી હું તો વારંવાર પસ્તાઈ રહ્યો છું." નારાયણે જોડા કાઢીને દૂર ફેંકતાં કહ્યું.

" અરે નારાયણ, સ્ત્રી અને ધરતીને'મારવાથી શું ? એમણે તો સામો હાથ જ ઉઠાવવાનો નથી," સંતીએ ભાનુની પાસે જઇને કહ્યું.

ભક્તિએ સમજાવીને નારાયણને ટાઢો પાડ્યો. સંતીએ ભાનુને સાંત્વન આપ્યું.

લોકોના ગયા પછી નારાયણે પંડે જ રોટી કાઢી અને એનાં મોટાં બટકા કરી ખાવા લાગ્યો.

ભાનુ ચૂલા આગળ બેસી રૂ ગરમ કરી કરીને પોતાના સોળને શેક આપતી ગઈ અને રડતી ગઈ.

રોટી ખાઇને નારાયણ પોતાના ખાટલામાં જઇને પડ્યો અને કેટલીય વાર સુધી તે છતમાંના પાટિયાંને તાકતો રહ્યો.

પછી, ખબર નહીં, એના મનમાં શું સૂઝ્યું કે તે ઊઠીને બેઠો થયો. ભાનુની તરફ જોઇ રહ્યો. પછી ઊભો થઇને એની કને ચૂલા આગળ જઇને બેઠો.

ભાનુએ એની તરફ ન જોયું.

પછી પોતે જ ભાનુના હાથમાંથી રૂ લઈ ગરમ કરી કરીને એને આપવા લાગ્યો.

" ભાનુ, મને સાલો ગુસ્સો આવી ગયો હતો," તે બોલ્યો.

ભાનુની આંખમાંથી ટપ ટપ આંસુ ટપકવા લાગ્યાં; પરંતુ મોઢેથી કશું નહીં કહ્યું.

" તું ખાટલામાં જઇને સૂઇ જા. હું તને રૂ ગરમ કરીને આપતો જાઉં છું."

ભાનુ મનની વેદના મનમાં જ ભંડારી દઇને ઊઠી અને પોતાના દુઃખતા હાથપગને સંભાળતી ખાટલામાં જઇને પડી.

નારાયણ રૂ ગરમ કરી કરીને આપતો રહ્યો. એકબે વાર એણે ભાનુના માથે હાથ પણ ફેરવ્યો.

ભાનુએ એક મટકુંયે એની તરફ ન માંડ્યું.

" ભાનુ, ગુસ્સો નહીં કરતી. ઘરોમાં આવી વસ્તુઓ બની જ જતી હોય છે.... અને ખબર છે સસરીનો કમજાત પછી આમ જ કહી રહ્યો હોય છે." નારાયણે અડધી વાત પોતાને અને અડધી વાત ભાનુને કહી.

" બસ, તમે સૂઈ જાવ." ભાનુએ એનો હાથ આઘો કરતાં કહ્યું.

નારાયણ ઊઠીને પોતાના ખાટલામાં જને પડ્યો પણ મોડી રાત સુધી એને ઊંઘ નહીં આવી.

ભાનુ જ્યારે જ્યારે પડખું ફરતી ત્યારે હાયકારો કરતી.

થાકીને નારાયણ ઊઠીને ઊભો થયો. છોડિયાંનો દેવતા સળગાવી દૂધ ગરમ કર્યું. થોડુંક ઘી નાખીને ભાનુને પીવા માટે કહ્યું.

" નહીં, મને મન નથી થતું." ભાનુએ એની તરફ જોઇને કહ્યું."

"મન ન થતું હોય તો પણ મારા કહેવાથી પી લે" નારાયણે પ્યાલો એની આગળ લંબાવતાં કહ્યું.

ભાનુએ પ્યાલો લીધો અને કોઇ ઉત્તર નહીં આપ્યો.

"ભાનુ, ચાલ, હું તારા પગ પકડું છું, દૂધ પી લે." નારાયણે પોતાને હાથ એના પગ તરફ લંબાવતાં કહ્યું.

ભાનુએ ઊઠીને પ્યાલો લઈ લીધો. બે ઘૂંટડા ભર્યા. દૂધ આજે એના ગળે ઊતરતું નહોતું.

તે ફરીથી રોઈ પડી.

નારાયણે એના ખભા પર હાથ વળગાડીને કહ્યું, "નહીં, નહીં, મારી લાડલી."

કેટલાય દિવસ ભાનુ ઘરમાંથી બહાર ન ગઈ. કોઇની મોઢામોઢ થતાં એને શરમ આવતી હતી.

બચની એક બે વાર આવેલી.

"મારી સાથે પણ એક વાર છોટુના બાપુ આવું જ કરવા લાગેલા. ત્યારે ડોસી અમારી જીવતી હતી. એમના કાન ભંભેર્યા કરતી. દર ત્રીજા દિવસે ડંડો લઇને એ મારા વાંસે પડતો . મેં તો થાકીને મારા ભાઇઓને કહ્યું. એ જ દિવસે આવી ગયા ત્રણેય. કહેવા લાગ્યા કે અમારી બહેનનો વાંક બતાવ. પછી તો એમની આગળ હીં.... હીં કરવા લાગ્યો. ત્યારથી આજ સુધી હાથ નથી ઉપાડ્યો." બચનીએ કહ્યું.

ભાનુ સાંભળીને મૌન જ રહી.

સંતી તો કામકાજથી પરવારીને રોજ રોજ એની પાસે આવીને બેસતી.

" વળી તને કહું ભાનુ, આપણી સીતા વહુનો ધણીયે એ રીતે જ પહેલાં મારઝૂડ લાતંલાતી કરતો રહેતો હતો. હું તો પછી કોટલાવાળા મહારાજ પાસેથી તાવીજ કરાવી લાવી. હવે કંઇક સારું છે. તું જોશીને કંઇક પૂછી જોતી હોય તો. કોઇ ગ્રહબ્રહ વાંકો ન હોય." સંતી ભાનુને કહેતી.

ભાનુ કયારેક ' હાં.. હૂં ' કરતી અથવા મૂંગી રહેતી.

એક દિવસ રોટી આપીને પાછી ફરતી બચનીને દયા મળી ગઈ.

" અરે બહેન, તને શું કહું ? એ દિવસે તો કોણ જાણે નારાયણને કેવુંયે ભૂત ભરાયું હતું તે ભાનુને બેફામ રીતે મારી." બચનીએ ઘાઘરાના ઘેરમાં લાગેલાં ગોખરાં કાઢતાં જણાવ્યું.

" અલી, એવીઓ સાથે તો એમ જ થાય એ સારું છે."

" પણ સિંહની બચ્ચી તે હરફ સરખોય ન કાઢયો."

" પોતાની ભૂલ હોય તો પછી કોઇ બોલે કે ?"

"એ તો ભગવાન જાણે, આપણે શું કરવા ભાર માથે લઇએ ?"

" ભગવાનને તો હવે એવીઓ ગજવામાં ઘાલીને ફરે છે. હું તને નહોતી કહેતી કે ભાઈ, આ બાઇની ચાલચલગત સારી નથી. નહીં તો અમસ્તો જ કોઇ આદમી આમ મારવા લાગી જાય."

" પણ સંતીમા તો કહેતી હતી કે તમારો જાગર એને ત્યાં ઘૂસી ગયો હતો."

" હં... તેં સંતીમાની ઉરાંગઉટાંગ વાતો સાંભળી લીધી ! અગર એ ત્યાં ઘૂસી ગયો હતો તો તે કંઈ વગર બોલાવ્યે તો નહીં ગયો હોય ને ! અને બીજા કોઇને ઘેર ન ગયો ? એવીઓ તો ઘણાં ચરીતર કરી જાણતી હોય છે. પણ આ પ્રમાણે કહીને હવે શું સારી થઈ જશે, બેશરમ નહીં તો !"

" આપણને મહીંની વાતોની શું ખબર?"

" બચની, મને બે ભાઈઓના સોગન, અમારો જાગર એવો નથી."

" રહેવા દેને દયા. આજકાલ કોઇના મનનું કશુંય કહેવાય નહીં. સોગન ખાઓ દીકરાની ને દીકરીના, સોગન ખાઓ પોતાના જીવના."

" અરે બચની, હું કંઈ જાગરને ઓળખતી નથી ? પિયરથી સાસરે આણું આવ્યે મને પાંચ પાંચ વરસ થયાં બિચારો સત્યવાન કદી આંખ ઉઠાવીનેય નથી જોતો."

" અને જો કદાચ જોઇ લે તોય શું લૂંટાઇ જવાનું છે ?" બચનીએ હસીને દયાની કેડ પર હાથથી ટપલી લગાવતાં કહ્યું.

બચનીની વાત સમજયા વગર દયા હસવા લાગી.

ડેલીમાં પુરુષોને બેઠેલા જોઈ બંને એ ઘૂમટો તાણ્યો અને ચૂપચાપ ચાલતી થઈ.

" કહું છું સોહનસિંહ, આ વખતે ચોમાસું સુક્કું જ પસાર થયું વરસાદ જ ન વરસ્યો." દરવાજામાં બેસીને દોરડું બનાવી રહેલા એક ડોસાએ ખાલી આકાશ તરફ તાકીને ચલમ પીતા સોહનસિંહને કહ્યું.

" ભગવાન શું વરસાવે ? પાપી દુનિયામાં પાપ જ ઘણાં વધી ગયાં છે."

" કળિયુગ છે સોહનસિંહ, કળિયુગ. સમજુ માણસોની વાતો કંઈ ખોટી હોતી નથી જોઇ લે, રૂપિયે શેર થઈ ગયું અનાજ."

" રૂપિયા પણ આજકાલ સસરીના કાગળના હોય છે."

" કાગળ પણ કહે છે કે પહેલાં અંગ્રેજો વિલાયતથી લાવતા હતા. અહીં નહોતા બનાવતા, એટલા માટે કે કયાંક અહીંવાળા બનાવતાં ન શીખી જાય."

" આ અંગ્રેજોની અક્કલને ધન્ય છે. વીજળી પણ, કહે છે કે એમણે જ બનાવેલી."

" કહે છે કે મહાભારતના જમાનામાં અર્જુન વગેરે એ અગ્નિબાણ બનાવવા માટે વીજળીને વાદળોમાંથી નીચે ઉતારી હતી. પછીથી કોઇ એટલું શક્તિશાળી રહ્યું નહીં એટલે તે પાછી ચાલી ગઈ. આ મામા-ભાણેજ પર જરૂર પડે જો બંને એકઠા મળે તો. કૃષ્ણના મામાએ પથ્થર પર પટકેલી ને એને ! રામની વાત રામ જ જાણે. ખબર

નહીં આ બધી તો મનની કલ્પેલી વાતો છે.'' વિષ્ણુએ આ કહીને ચલમનો ઊંડો દમ ખેંચ્યો, અને પછી મોહનસિંહને ચલમ ધરી.

*દિવસનો ત્રીજો પ્રહર.*

ઝડપથી સરકતો તડકો.

તડકામાં બેસીને ભાનુ છોકરીઓ સાથે કૂકા રમી રહી હતી, ત્યારે સંતી ત્યાંથી નીકળી.

'' અલી ભાનુ, તારી તો અક્કલ મરી ગઈ છે... જુઓ ને નાની નાની છોકરીઓ સાથે કૂકા રમી રહી છે !'' સંતીએ કોકડીઓની ટોપલી એને અટેરણ લઇને આવતાં કહ્યું.

'' માજી આવો, આ તડકામાં બેસો-ભલાં થઇને.'' ભાનુએ તડકામાં ખાટલો ઢાળતાં કહ્યું.

'' અલી તું કોની દીકરી છે ?'' સંતીએ કૂકા રમતી છોકરીઓમાંથી એકને પૂછયું.

'' માજી , હું જિતા છું; ઇન્દુની દીકરી. કાકી પાસે સ્વેટર ગૂંથવાનું શીખવા આવી હતી.'' છોકરીએ લોખંડના સોયા અને સૂતરનો દડો હાથમાં રમાડતાં કહ્યું.

સંતી ખાટલામાં બેસીને કોકડીઓને ફાળકા પર ઉતારવા લાગી. ભાનુએ જિતાને સોયા પર સ્વેટર માંડી આપ્યું અને પછી કેટલાયે વખત સુધી એને સ્વેટર ભરવાની રીત બતાવતી રહી. બીજી બે છોકરીઓ સંતીની તરફ જોતી પોતપોતાને ઘેર ચાલી ગઈ.

'' અલી ભાનુ, તું કોઇના દ્વારા તારા બાપુને ખુશીખબર મોકલતી હોય તો ? ચિંતા કરતા હશે.''

'' લો, ચિંતા શેના કરે ? સમજી ગયા હશે કે ક્યાંક મહી-ખપી ગઈ હશે.'' ભાનુએ નવા ખાસડાને કારણે પગમાં પડેલા ફોડલાઓ ફોડતાં કહ્યું.

'' તેં એમને બિલકુલ કશુંય નથી જણાવ્યું, ભાનુ ?''

'' જણાવું શું મારું કપાળ ? જ્યારે કેટલાક જણ બાપુની સાથે કંઈ ઘાલમેલ કરવા લાગ્યા ત્યારે મને ખબર પડી. મારા તો શરીરમાં ને મનમાં આગ ઊઠી હતી. મને થયું, અરે બાપુ, તમે હવે ચાર દહાડા કાઢશો કે નહીં એય માલૂમ નથી, શા માટે અંતકાળ બગાડતા હશો ? તે કાળે તો ઠીક છે. ભાઈ બીમાર હતો, ઓછું વત્તું થાય તો વેઠવું પડે એમ હતું હવે કયું ગાડું ઘોંચમાં પડ્યું હતું ?''

'' શું કહેવાય ? તારી ભલાઇનો જ વિચાર કરતા હોય !''

'' માજી, એ તો હવે ભગવાનને માલૂમ. મને તો એક જણની સાથે મોકલી દેવાની વાત પાકી કરી લીધી ત્યારે મને તો ખબર પડી. મને તો નહોતું ચેન દિવસે,

નહોતું રાત્રે. મનમાં થતું : બસ, તું હવે આને લાયક થઈ ગઈ ? એ દિવસોમાં ગંગાસ્નાનની વાત આવી. જોડેવાળી સોબતણોનો સંગાથ હતો. મેં કહ્યું, બાપુ, હું પણ જઈ આવું ?''

'' પહેલાં તો કહેવા લાગ્યા કે હું પણ સાથે આવું છું. પછી કોણ જાણે ભાડાને કારણે શાથી વિચાર માંડી વાળ્યો અને બોલ્યા, 'જીવત વગેરેની સાથે ચાલી જા. એની સાથે જ રહે જે. મેળામાં ક્યાંક ભૂલી ન પડતી પાછી.' ''

'' મોઢે થી તો મેં પણ કશું ન કહ્યું પરંતુ ચાલવા માંડયું ત્યારે મનમાં એમ જરૂર થયું કે કોને ખબર ફરીથી આ ગામ દેખવાનું થશે કે નહીં.''

'' મેં નક્કી કરી લીધેલું માજી, કે ગંગામાં ડૂબી મરીશ. કહે છે કે જે ગંગામાં જઇને મરે છે તો છેવટે તેના મનમાં જે કંઈ ઇચ્છા હોય તે પછીના જન્મમાં પૂરી થાય છે.''

'' તારે છેવટે ગંગામૈયા પાસેથી શેની ઇચ્છા હતી ?'' સંતીએ અટેરણ પર નવી કોકડીનો તાર જોડતાં પૂછ્યું.

'' મારી ઇચ્છા હતી કે ભાઈ,.... એક વાર સરબનનો મેળાપ થાય.''

'' હવે તું એને આટલો યાદ ન કર્યા કર. જેનું અવસાન થાય છે તે તેઓ કોઇના મિત્ર હોતા નથી. મારા પિયરમાં એક 'કરમી' કરીને માછણ હતી. કાચી ઉંમરમાં વિધવા થઈ ગઈ. ભરભાંખળે પોતાના ધણીની જ્યાં ચિતા ખડકેલી ત્યાં જતી. પછી કહે છે કે એની રાખ ઉઠાવી લાવી. બસ, પછી તો એ ઘરમાં ભૂત બનીને ઘૂસી આવ્યો. પહેલાં ખૂંટે બાંધેલી ભેંસ ત્યાંની ત્યાં જ મરી ગઈ. પછી ડોસીને આંખોએ જોવાતું બંધ થઈ ગયું. છેવટે અનેય અંધારા ખૂણામાં એ ઊભો રહેલો દેખાવા લાગ્યો. હારીને ભૂવાને બોલાવ્યો. ઘરમાં ખીલો મંત્રીને ઠોકયો પછી પહોવા જઇને એની સદ્ગતિ કરાવી આવી. ત્યારે એણે પીછો છોડ્યો. તેથી હું કહું છું ભાનુ, મરણ પામેલાઓની માયા પણ ભૂંડી ! એ બાપડાઓને કંઇનું કંઇ મનમાં રહી જાય છે. જીવ હોય છે તે પછી ભટકતો ફરે છે.''

'' સરબન તો ભલે ભૂત બનીને પણ એક વાર જો નજરે ચઢી જાય, બસ એક વાર.''

'' પછી તું ગંગા ગયેલી ?'' સંતીએ ફરીથી મૂળ વાત પર આવતાં પૂછ્યું.

'' હા, ગંગા પર જઇને હું જાણીબૂઝીને જીવતથી છૂટી પડી ગઈ. છૂટી પડ્યા પછી પહેલાં તો મેં ધરાઇને હલવો પૂરી ખાધાં, કહે છે કે મરવાની વેળાએ માણસનો જીવ જો કોઇ વસ્તુમાં રહી જાય તો પછી તે એની યોનિમાં અવતરે છે. શાસ્ત્રોમાં કહે છે કે એવું લખ્યું છે કે અંતવેળાએ જો લક્ષ્મી યાદ આવે તો સાપની યોનિમાં અવતરવાનું થાય. મારી મા હલવો પૂરી વારંવાર બનાવતી હતી. જ્યારે એ ગુજરી ગઈ ત્યારથી મેં હલવો-પૂરી ખાધાં નહોતાં. પછી મેં સોડા પીધો.

"એક વાર સરબન સાથે મેળામાં મેં સોડા પીધેલો.

"એ દિવસે માજી, મેં નવાં કપડાં પહેરેલાં. સરબન ગુજરી ગયો ત્યારથી મેં નવાં કપડાં શરીર પર અડક્યડયાં નહોતાં.

" પછી ગંગાને કિનારે કિનારે દૂર સુધી ચાલી. દૂર એકાંત જગા જોઇને મેં ગંગામાં ઝંપલાવ્યું. આ તમારા દિયર ખબર નહીં ક્યાંથી મને જોઇ રહ્યા હતા."

" કોણ, નારાયણ ? " સંતીએ પૂછયું."

" હા, એ. એમણે બુમરાણ મચાવી દીધું. બે છોકરાઓએ ગંગામાં કૂદીને મને બહાર કાઢી."

" એ વખતે ખબર નહીં સિપાઈ કયાંથી આવી લાગ્યો. હું તો ડરી ગઈ હતી. એ પૂછવા લાગ્યો : 'તું કોણ છે ? કેમ મરવાનું કરતી હતી ? થાણા પર ચાલ.' "

" બીકના માર્યા મારાથી તો હરફ પણ નહોતો નીકળતો. બસ ધ્રૂજ્યા કરતી હતી."

" પછી એને ખબર નહીં કેવી રીતે વાત સૂઝી તે સિપાઇને છાનામાના બે રૂપિયા આપ્યા અને એ કહેવા લાગ્યો, અરે હવાલદાર, આ તો મારા ઘરમાંથી છે. બસ, આ તો પગ લપસી ગયેલો."

" સિપાઇ તો માજી, બે રૂપિયા લઇને ચાલી ગયો. પછી આ મને પૂછવા લાગ્યો : અરે ભલી માણસ, આ તું શું કરવા લાગેલી ? અગર ડૂબી ગઈ હોત તો ?"

" હવે તો મને પોતાનેય ખરેખર વિચાર કરતાં ડર લાગે છે ભાઈ, ખરેખર જો હું ડૂબી જ ગઈ હોત તો ? "

" વાત તો મને કશી સૂઝતી જ નહોતી, બસ, રોયા જ કરતી."

" વિપરીત સમય હોય છે ત્યારે માણસને રડવું જ આવે છે, બીજું શું ?" સંતીએ આંટી ઉતારતાં કહ્યું.

" ખબર પડે તો તારા ઘરનાં માણસો શું કહે ?" એ કહેવા લાગ્યા.

" ઘરનું મારું કોણ છે ? જો હોત તો આ ફજેતો શું કરવા થાત ?"

" ઓહ ! સસરીની તુંયે મારા જેવી છે ! ઠીક, મારી સાથે ચાલ. જ્યાં હું બે રોટી ખાઉં ત્યાં તુંયે એમાંથી ખાઈ લેજે."

" મને થયું કે માજી, ગંગામૈયાએ આપ્યા છે તો પછી વિચાર શું કરવો ? બસ, એટલું જ પૂછયું : કહું છું તમે જાટ છો ને ?"

" હા, તે શું હું તને ચમાર દેખાઉં છું ?" એમણે પૂછયું.

" અને સંતીમા, આ રીતે હું તમારા ગામમાં આવી. પણ હવે કયારેક કયારેક મનમાં એમ થાય છે કે આથી તો ડૂબી ગઈ હોત તો સારું થાત." ભાનુ નવા ઓઢણાના બંને છેડાના ખેંચાઇ ગયેલા તાંતણાને સીવતી બોલી.

" નહીં વહુ, ડૂબી શું કરવા જાય ? ખબર નથી ભગવાનની શું મરજી છે અને વળી

જેમને જેટલા શ્વાસ લેવાના લખ્યા હોય એટલા એમને કોઇ પણ બહાને લેવાના હોય છે." સંતીએ ઓઢણાને સરખું કરીને માથાપર ઓઢતાં કહ્યું.

" એવા શ્વાસ લઇને શું લેવાનું છે ? પોતાના ધર્મ પણ ખોયો, પછી શું કમાણા ? "

" ભાનુ, માણસના હાથમાં શું છે ? જ્યાંનાં અન્નજળ લખ્યાં હોય ત્યાંના કોઇ પણ રીતે લેવાં પડે છે અને ભાનુ, કોને ખબર કોઈ સંતાનને જ આવવાનું હોય અને તું એના નસીબે જ બચી ગઈ હોય !"

" લો કરો વાત ! હવે કયાંથી ? તમારા ગંજેરી ભાઈથી તો બેઠા હોય ત્યાંથી ઉઠાતુંયે નથી."

" એ તો ઠીક છે; પરંતુ રામજીની માયાની કોને ખબર છે ? ખબર નહીં કદાચ આ ગામમાં જ તારો વેલો જામવાનો હોય તું નારાયણની જરા સંભાળ રાખ્યા કર."

" તમે તો ગાંડા છો માજી, કદી સુકું ઝાડ લીલું થયું છે ? નશાએ તો એમને સાવ ખખડધજ કરી દીધા છે."

" કોઇ સાધુસંતની માનતા જ માની લે. આપણે તો કથાવાર્તામાં સાંભળીએ છીએ કે પહેલાંના જમાનામાં જે બાઇઓને સંતાન નહોતાં થતાં તેઓ સાધુસંતો પાસેથી એમને પામતી હતી."

" માજી, એક વાત પૂછું ?"

" હા, પૂછ."

" આત્મા ખરેખર હોય છે ભલા ? "

" કોણે જોયો છે કેવો હોય છે તે ? પરંતુ જ્ઞાની માણસોની કહેલી વાતો જૂઠી તો નથી હોતી."

" કોઇ વાર સવારે ભળભાંખળામાં મને કોઇના હોવાનો ભણકાર સંભળાય છે. ખબર નથી, નારાયણના જ કોઇ ઘરડા-વડીલનો આત્મા ફરતો હોય કદાચ."

" તું એમ કર, આ અકકરમી તો શું કરવાનો હતો, આ વખતે જરૂરથી શ્રાદ્ધ કરીને જમાડ. જોકે પછીયે ઘરડાવડીલોને વાસના તો રહે છે." સંતી બોલી.

ભાનુએ કોઇ જવાબ નહિ આપ્યો.

" જય સીતારામ... જય સીતારામ" ભગવી કફની, હાથમાં કમંડલ, છુટ્ટી જટા, ઉઘાડા પગ , – આવા એક સાધુએ ભાનુના ઘર આગળ આવી અલખ જગાવી.

" એક ચપટી લોટ દઇ દે વહુ. ચાલુ ઘર આગળથી યાચકને કદી ખાલી હાથે કાઢવામાં નથી આવતો." સંતીએ એની જેમ સૂતરને ફાળકા પર ઉતારતાં કહ્યું.

લોટ આપતાં ભાનુ જાણે સ્તબ્ધ થઈ ગઈ આ સાધુ તો મોરાંવાળી પણ આવ્યા કરતો હતો.

પરંતુ સાધુબાબાએ એની તરફ જરાય ધ્યાન નહિ આપ્યું. લોટ ઝોળીમાં નખાવી તે ‘ જય સીતારામ, જય સીતારામ’ કરતો આગળના ઘર તરફ ચાલતો થયો.

" રહો માજી, ખાટલો હજુ વધારે તડકામાં ખેંચી લાવું. છાંયડો આવી ગયો." લોટવાળા હાથ ખંખેરતી, પાછી ફરતી ભાનુએ કહ્યું.

" બસ, જાઉં છું ઘરની પણ ખરખબર કાઢું જઇને. રોટી આપીને આવી હતી. દાળ ચૂલા પર મૂકી છે. હજુ મીઠું-મરચું નાખવાનું છે. વિચાર્યું, ચાર કોકડી ફાળકા પર વીંટી લઉં. હમણાંનું તો કશું કંતાયું પણ નથી. ખબર નથી, એક તાકોયે ન બને કદાચ કપડાં તો આખા કુટુંબનાં સૌનાં ફાટવા માંડ્યાં છે."

" શહેરથી લઇ આવજો કુરતાનું કપડું."

" ખરીદેલું કપડું તો ચાર દહાડાય ચાલતું નથી. બસ, એ તો એક શોખીલાપણું જ છે. સીતાના વિવાહ વખતે તારા જેઠનું એક કુરતું સિવડાવેલું, હજુ પડયું છે. ભઈ, અંદર-બહાર એમાં જીવડાં પડી જાય છે."

" લે, જો જરા , કોઈ જૂ કે લીખ તો નથી ? ખંજવાળ જેવું આવ્યા કરે છે." સંતીએ ભાનુ આગળ માથું છોડીને બતાવતાં કહ્યું.

ભાનુ એનું માથું જોવા લાગી અને તે સાથે જ ધીરે ધીરે એક ગીત ગુંજવા લાગી :

*ઉડ઼દા જાવીં વે કાંવાં, બહિંદડ઼ા જાવીં વે,*
*બહિંદડ઼ા જાવીં મેરે પેકડે , મૈં વારી.*
*ઇકના દસીં મેરી માં રાણી નૂં ,*
*રોઊગી મેરિઆં ગુડ્ડિઆં ફોલ કે , મૈં વારી.*
*ઈક ના દસીં મેરે બાબલ રાજે નૂં ,*
*રોઊગા ભરી કચહરી છોડ઼ કે , મૈં વારી.*
*ઇકના દસીં અડ઼િયા ભૈણ મેરી નૂં ,*
*રોઊગા ઊરિઆ ત્રિજંણ વેખકે, મં વારી.*
*ઇકના દસીં અડ઼િઆ ભાભી મેરી નૂં ,*
*ખિડ઼ખિડ઼ હસ્સુ પેકે જાકે, મૈં વારી.*
*દસીં વે દસીં કાંવાં દસીં વીર મેરે નૂં ,*
*આઊગા નીલા ઘોડા પીડ઼ કે , મૈં વારી.*

[ હે કાગડા, તું ઊડતો ઊડતો જજે અને મારા પિયરમાં ઘડીક રોકાઇ જજે. મારું દુઃખ મારી વહાલી માને ન કહેતો; એ બિચારી મારી ઢીંગલીઓ જોઇ-જોઇને વલોપાત કરશે. મારા

રાજા જેવા પિતાને પણ કશું ન કહેશો, નહીંતર તે ભરચક બજાર વચ્ચે રોઇ દેશે. મારા બહેનને પણ કશું ન કહેશો, તે પણ 'તીજોં'ના તહેવાર પણ રડી પડશે.મારી ભાભીને પણ કશું કહેશો નહીં ; તે પોતાના પિયર જઇને એ વાતો સંભળાવતાં ખિલખિલાટ કરે. હે કાગડા, તું બસ, મારા ભાઇને જરૂર કહી દેજે. તે સજધજ નીલા ઘોડા પર સવાર થઇને આવી જશે. હું એના પર કુરબાન છું.]

" વહુ ભાનુ, તું તો ઘણું સુંદર ગાય છે. તને શું કહું ભાનુ, અમુક જગાને ફંફોસતા નથી એ જ સારું છે. કયારેક કયારેક તો બગ્ગો મારા મન પર સવાર થઈ જાય છે. એની સાથે જેનો વિવાહ થયેલો એ કન્યાને તો હવે બુઢ્ઢનના કૈલા સાથે પરણાવી છે. એ શેરીમાંથી તો હું પસાર જ થઈ શકતી નથી. જોતાંવેંત ભીતર બળવા લાગે છે."

" ઇશ્વરની જેવી ઇચ્છા માજી, માણસના હાથમાં શું છે ? લે, એક જૂ પકડાઇ ગઈ." ભાનુએ જ એની હથેલીમાં મૂકીને કહ્યું.

" કોઈની માથામાં આવી ગઈ હશે ; તેથી ખંજવાળ આવ્યા કરતી હતી." સંતીએ જૂને મારતાં કહ્યું.

" લે, હવે બીજી નથી." ભાનુએ ઊઠીને પંપ પર હાથ ધોતાં કહ્યું. સંતીએ ચોટલો બાંધ્યો અને માથું ઢાંકી લીધું.

"અલી ભાનુ, તારા ઓટાની કિનાર ખરી પડી ?" સંતીએ એની અંદર જોતાં પૂછયું.

" હા, માજી. ખબર પડતી નથી, કયારે ખરી પડી. એની સાથે કશુંક ઘસાયું હશે. એક દિવસ તળાવેથી માટી લાવી એને લીંપી દઇશ."

" બહુ સાંભળ્યું છે કે તું પાઠ પણ કરવાનું જાણે છે. કયારેક થોડો સંભળાવતી રહે અમને. અમે તો આમ જ ઢોર-ગમારની યોનિમાં જનમારો પૂરો કરી દીધો."

" મારી માનો ગુરુદ્વારા જવાનો એક નિયમ હતો. મને પણ તે સાથે લઈ જતી હતી. પછી એણે અમારા ગામના ભાઇજી (પુજારી) ને કહ્યું કે અમારી છોકરીનેય પાઠ શિખવાડી દો. ભાઈજી રોજ જે પાઠ આપતા તે મોઢે કરીને સંભળાવતી. બસ તે જ પાઠ હું અવારનવાર કરું છું. પણ કોણ જાણે શાથી, ભગવાનનો કોપ લાગ્યો છે કે શું, પાઠમાં જરાયે ચિત્ત ઠરતું નથી. મનમાં એવું થાય છે કે પાઠબાઠમાં શું બળ્યું છે. હવે ભગવાન શું ઝોળીઓ છલકાવી દેવાનો હતો ? સરબનની બિમારી વેળાએ મેં મોટી માનતાઓ માનેલી, પરંતુ એકેય પૂરી ન થઈ. હવે તો ભગવાન પણ જૂઠો લાગવા માંડ્યો છે."

"એવું બોલ નહીં વહુ. એની લીલાની કોને ખબર છે ? કઇ વાતમાં એ પ્રસન્ન થાય છે એની ખબર નથી."

" લો, માજી, ભલે એ પ્રસન્ન થાય. આપણા પર ગુજરશે ત્યારે જોયું જશે."

" નહીં ભાનુ, એના ખોફથી આઠે પહોર ડરતા રહેવું જોઇએ. આજે સોધાની સાસુને પડી ગયાને વર્ષ થયું. નથી મરાતું, નથી જિવાતું. એક અંગ રહી ગયું છે. હું તો હમેશાં આ જ કહું છું કે, ભાઇ હાલતાં ચાલતાં આંખ મીચાઈ જાય એવું કરજો."

ભાનુ ઊઠીને અંદરથી થાળીમાં દાળ લઈ આવીને વીણવા લાગી.

" નારાયણ અડદની દાળ ખાય છે ? એક દિવસ તો એ કહેતો હતો કે અડદ વાયુ કરે છે." સંતીએ અટેરણ ટોપલામાં મૂકી ખાટલા પરથી ઊઠતાં કહ્યું.

" હા, સાચું, એ તો અડદની દાળ ખાતા નથી. યાદ જ નહીં રહ્યું. સાંજે નકામી રકઝક થાત. મૂળે તો સરબણને એ ઘણી સરસ લાગતી હતી. દર ત્રીજે દિવસે કહેતો કે અડદ બનાવો."

" એને તું હવે બહુ યાદ ન કર્યા કર. એ તો કોઈ વેરી હતો જે પોતાને રસ્તે સિધાવી ગયો." સંતી આમ કહેતાં કહેતાં ચાલતી થઈ.

" એ તો કોઇ વેરી હતો જે પોતાને રસ્તે સિધાવી ગયો." ભાનુ અડદની દાળ માટલામાં નાખતાં વિચારતી રહી. બીજી માટલીમાંથી મઠ થાળીમાં નાખીને પછી વીણવા બેસી ગઈ.

શિયાળો પૂરો થયો.

લોકોએ રજાઇઓ, બિછાનાં વળગણી પર સંભાળીને મૂકી દીધાં.

ઠંડીમાં થરથરતાં બાળકો હવે ભમરીની જેમ શેરીઓમાં રમ્યા કરતાં હતાં. શેરી વચ્ચેનો કાદવ પણ હવે સુકાઇ ગયો.

ઘઊંમાં પીળાશ દેખાવા લાગી.

દિવસો પહેલાં કરતાં મોટા થઈ ગયા હતા.

" આપણે આ વખતે એક ભાગ રાખીને થોડીક ખેતી કરી લઇએ તો ?" ભાનુએ ચાનો લોટો અને છલૂડી નારાયણ ની પાસે મૂકતાં કહ્યું.

" બાપાના સમયમાં તો ચાર હળોની ખેતી થતી હતી. અનાજ રાખવાની જગા રહેતી નહોતી. પણ હવે તું તો સમજે છે. સાથીઓની જોડે પંડે ન રહીએ તો એક તણખલુંયે તોડીને તેઓ આપતા નથી. અને મેં તો, તને ખબર છે, આટલી ઉંમર સુધી ખેતી કરી નથી, હવે શું થવાની છે ? અને વળી આપણી પાછળ કોણ છોકરાં છે રોનારાં ? બે જણના ખાવા જેટલું અનાજ તો ભાગમાંયે આવી જ રહે છે."

" પણ ભાગિયાઓ આજકાલ શું આપે છે ? દુનિયામાં બેઇમાની વધેલી છે. અજવાળે-અંધારે ગમે તે માણસ ચાર પૂળા ઉઠાવી જઇને પોતાના ખેતરમાં મૂકી દેતો હોય છે."

" તારી એ વાત તો બરોબર છે. પણ પહેલાં હવે બળદ ખરીદો. ખેતીની બધી કડાકૂટ કરો. પછી સાથીની પાછળ રહી આખો દિવસ ઘોંચપરોણાં કરો. પણ આ બધું કોને ખાતર? આપણે કઈ દીકરીઓનાં લગન ઉકેલવાનાં છે કે આટલી મુસીબતો ઉઠાવીએ ?"

" દીકરીઓની વાત નથી. માણસ પાસે ચાર પૈસા હોય છે તો તેનો બધા ભાવ પૂછે છે ; નહીં તો કોઇ પરવા કરતું નથી. વળી વધારામાં આ ઘડપણ પણ મારમાર આવી રહ્યું છે."

" જેણે જન્મ આપ્યો એ પોતે ફિકર કરશે. આજ સુધી જે આપતો રહ્યો છે તે આગળ પર નહીં આપે ? એ તો પથ્થરના કીડાનેય આપે છે."

" આપે તો છે, પરંતુ એનો કોળિયો કરીને મોઢામાં મૂકવાનું તો જાતે જ કરવાનું હોય છે."

" આપણે તો એ કામ પણ તારી પાસે જ કરાવતા રહીશું. હું તો કહું છું, આજે કૂંડીને શા માટે તોડી રહી છે ?" ખૂરપીથી પોપડા ઉખાડતી ભાનુને જોઇને નારાયણે પૂછ્યું.

" મને એમ કે બાપદાદાનું કંઇ દાટેલું-છુપાવેલું કંઇક મળી જાય કદાચ."

"બાપાના વખતમાં, મારી દાદીએ પાછલી ઓરડીમાંથી એક વાર ચાંદીના રૂપિયા ભરેલો એક ચરુ કાઢયો હતો. અને ત્યારે એમ કહેતી હતી કે આ મારી સાસુ મરતી વખતે બતાવીને ગયેલી હતી. જયારથી સસરીના કાગળના રૂપિયા ચાલુ થયા છે ત્યારથી કોઇ એ દાટીનેય રાખી શકતું નથી. પણ હું કહું છું તું ખરેખર કૂંડીને તોડી રહી છે ?"

" નકામી હતી. મને થયું કે કૂંડી જ તોડીને બનાવી લઉં. વારંવાર માટી લગાડવાથી તો લીંપણના પોપડા જ ખરવા લાગે છે."

" રૂડી રૂપાળી તો હતી, પણ તારા હાથને જંપ ન વળે ને. બે ઘડી આરામ કરતી રહે. આ દુનિયામાંથી શું લઇને જવાનું છે ?"

"નવરા બેસવાનું મને મન થતું નથી. ઊલટું કામ કરવાથી તો સારું રહે છે."

" એ તો ઠીક છે, કામ કરવું એ તો માણસની ફરજ છે ; પણ બે ઘડી આરામ પણ જોઇએ."

" આજે બહાર જાવ ત્યારે કપડાં ઉતારીને જજો, સોડા ઉકાળેલો પડ્યો છે."

" હજી સારાં, ચાલે એવાં છે." નારાયણે પોતાના શરીર પર પહેરેલાં કપડાં તરફ જોઇને કહ્યું.

" મેલ જામી જાય છે તે પછી ઉતરતો નથી."

" મેલ તો કયાંય નથી જામતો."

" ગઇ વખતે અંદરની બંડીમાં મેલની સાથે જૂ પણ પડી ગઈ હતી."

" એ તો તારા તરફથી આવીને ચઢી ગઈ હતી." ગંજેરીએ હંસીને કહ્યું.

" હું તો દરરોજ સવારે ઠંડા પાણીએ નાહું છું. મારે જૂ ક્યાંથી ?"

" એ રીતે એક વાત તો ખરાબ છે ભાનુ."

" કઈ ?"

" સવારે ઊઠીને નાહીને તું જે પૂજાપાઠ કરવા લાગે છે તેથી તને તો ભગવાન સ્વર્ગમાં લઇ જશે. હું એકલો નરકમાં શું કરીશ ?"

" નકામી વધારે મજાક નહીં કરો."

" લઈ લો કાકડી.... ચીભડાં" ફળિયામાં એક કાછિયાણે સાદ કર્યો.

"ભાનુ, ચીભડાં તો લઈ દે" નારાયણે ભાનુને જાણે વિનવણી કરી.

"તમે કઈ બાળક છો ?"

"અરે, ખૂબ સુંદર છે, લઈ દે ને."

ભાનુ શેરેક અનાજ પાલવમાં લઈને મલકાતી ચીભડાં લેવાને ચાલી.

"અરે ભાનુ છે ?" અનાજ ત્રાજવાના પલ્લામાં નખાવતાં સૈરાં કાછિયણે પૂછ્યું.

"હા." ભાનુએ સૈરાંની તરફ વિના જોયે કહ્યું.

"અલી, મજામાં તો છે ને ? તું તો જાણે સપનું જ થઈ ગઈ !"

"હજી તું મોરાંવાળી જાય છે ચીભળાં વેચવાને ?" ભાનુએ ખમચાતાં ખમચાતાં પૂછ્યું.

"હા."

"એમને ઘેર બધાં સારાં છે ને ?"

સૈરાં સમજી ગઈ કે ભાનુ કોના ઘરનાં ક્ષેમકુશળ પૂછે છે.

"જ્યારે તારો એના ઘરમાં કોઈ લાગભાગ રહ્યો નથી ત્યારે એમની ક્ષેમકુશળતા જાણીને ચૂલામાં નાખવી છે તારે ?"

સૈરાં અનાજના ભારોભાર ચીભડાં તોલતાં બોલી.

"હા.........તે તો...... હા....." ભાનુ જાણે પોતે જ પોતાને કંઈક કહી રહી હતી.

ચીભડાં ભાનુએ પોતાના પાલવમાં નખાવી લીધાં તે પછી એક વધારાનું નાનું ચીભડું ટોપલામાંથી ઉઠાવીને સૈરાંએ ભાનુના પાલવમાં નાખ્યું.

ભાનુએ એની તરફ જોયું અને મૌન રહી.

"ચઢાવશે કે ?" સૈરાંએ એક તરફ ટોપલાને ઊંચો કરતાં પૂછ્યું.

"હા, લે." કહીને ભાનુએ સૈરાંને ટોપલો ઊંચકાવી આપ્યો.

પળ બે પળ સુધી તે સૈરાંને જતી જોઈ રહી, પછી પાલવમાં ચીભડાં લઈને પાછી ફરી.

થાળીમાં ચીભડાં અને શાક કાપવાની છરી નારાયણની પાસે મૂકી તે માટી ગૂંદવા લાગી.

"તારે નથી ખાવું ?" નારાયણે ચીભડું કાપતાં પૂછ્યું.

"બસ, તમે જ ખાઈ લો."

"કેમ ? તુંયે આવી જા."

"ના, મન નથી થતું."

"સારું કહેવાય તારું મન, જેને કશું ખાવાનીયે ઇચ્છા નથી થતી."

"આ વખતે આપણે ગંગાસ્નાન માટે જઈશું." ભાનુએ જાણે વેગળા રહીને વાત કરી.

"ગઈ વખતે તો ગંગા મૈયાએ તને આપેલી, આ વખતે જો લઈ લે તો પછી શું કરું ?"

"જો રાખવી જ હોત તો ગંગામૈયા ત્યારે રાખી લેત..... અમારા જેવા પાપીઓને રાખીને એણે શું કરવાનું ?"

"તેં કયાં પાપ કર્યાં છે ?" નારાયણે પૂછ્યું.

"પાછલા જન્મમાં કર્યાં જ હશે. નહીંતર...." આગળ ભાનુ નહીં બોલી.

નારાયણ ક્ષણવાર એના મોઢા તરત જોતો રહ્યો. પછી ચીભડું ખાતાં બોલ્યો :

"ભાનુ, જે કોઈ વસ્તુની જરૂર હોય તે જણાવતી રહે. કોઈ વાતે તંગી નહીં વેઠવી. અને આપણે કોને આપવાનું છે?"

"ક્યારેક કરતારીબહેનને ઘેર પણ જતા રહો. એ કેવું ધારતી હશે ! -કે કેવો ભાઈ હશે."

"ક્યારેક ક્યારેક મન તો થાય છે, પણ એટલે દૂર જાય કોણ ? એ તો બાર ગાઉ છેટે જઈને રહી. પચીસ રૂપિયા ભાડું તો જવામાં જ લાગી જાય છે. તને તો એમ કે જાણે યુ. પી. ક્યાંક નજીકમાં છે !"

"બહેનો-ભાઈઓથી કંઈ પચીસ રૂપિયા વધારે છે ? અને વળી એને કયા પાંચ સાત ભાઈઓ છે કે એક નહીં તો બીજો ત્યાં પહોંચી જાય ?"

"તું તો ગાંડી છે. જેમ મેં તને મા પણ, બહેન પણ, દીકરી પણ અને ભાનુ પણ માની લીધી છે એમ તે પણ હશે જ એને ઘેર રાજીખુશી હશે. જો જાઓ જ નહીં તો પછી તેઓ જ પોતે રાહ જોવાનું છોડી દે છે." નારાયણે ઊઠીને ચીભડું ચીરી ભાનુની પાસે મૂકતાં કહ્યું.

"પરંતુ જાઓ શા માટે નહીં ? જીવતે જીવ શા માટે આમ અતડા થઈને બેસવું ?"

"ચાલ, તું કહે છે તો ત્રીજ પર નોતરું દઈ આવીશ."

"તમને ખબર છે, એમ કહેવાય છે કે જ્યારે દીકરી, બહેન નિસાસો નાખે છે ત્યારે ઘરના ચારેય ખૂણા હાલવા લાગે છે."

"તો પછી તારે ઘેર તો ધરતીકંપ જ આવીને રહ્યો હશે !"

"કેમ ?"

"તને તો હું દિવસમાં કેટલીયે વાર નિસાસા નાખતી જોઉં છું."

"લો, મારે શા માટે નિસાસો નાખવો પડે ?" ભાનુ આમ કહેતાં ફૂસકી નાખીને ગૂંદેલી માટી બહારની દીવાલ પર જ્યાં પોપડા ઊખડી ગયેલા ત્યાં લગાવવા લાગી.

એટલામાં એક વાછરડો આવીને દળવા માટે ધોઈને સૂકવેલા ઘઉં ખાવા લાગ્યો.

"આ કમજાત તો સવારથી મારું લોહી પીધા કરે છે"-એમ કહેતી ભાનુ માટીવાળા હાથથી તેને હાંકવાને ગઈ.

વાછરડો શેરીમાં જઈને ઊભો રહ્યો. પાછું ફરીને જોવા લાગ્યો, કેમ જાણે ફરી આવવાની પેરવી કરતો રહ્યો હોય એમ.

ભાનુ એને નસાડવા ગઈ. એની પાછળ દોડતાં ઠીક ઠીક દૂર સુધી ગઈ. સાંકડી શેરી ચોરા સુધી જઈને તે ખમચાઈને ઊભી રહી ગઈ. ઘાસ લઈને આવતી વરિયામાની ધનકોર મળી.

"અલી ભાનુ, આજે વિના ઘાઘરે ફળિયામાં ફરી રહી છે ? આ ગામને કંઈ પિયરનું ગામ બનાવી દેવાની પેરવી તો નથી ને ?" એ ઘડીએ એની વાત ભાનુની સમજમાં ન આવી.

" પાયલાગણ, માજી !"

"જીવતી રહે, ભગવાન કરે ને તારું ઘર ભર્યુંભાદર્યું થાય. મને તો થયું કે ક્યાંક સિંધ સભામાં માનનારી તો બની ગઈ નથી ને ?"

"વાછરડાને હાંકવાને આવેલી માજી, દળવાને માટે રાખેલા ઘઉં ખાવા લાગેલો. ધ્યાન જ નહીં રહ્યું, એની પાછળ પાછળ ચોરા સુધી આવી ગઈ."

"કંઈ નહીં, હજુ ચાર છ મહિનામાં આ ધરતીની સાથે તારો ઘરોબો થશે પછી તને પંડે જ દરેક વાતનું ધ્યાન રહેશે." ધનકોરે હસીને કહ્યું.

ભાનુને આ વાત પણ સમજમાં ન આવી.

કોઈ બીજી વાત છેડવા માટે તે બોલી : "માજી, દીકરીને શું મોકલી દીધી કાલે ?"

"હા, મેં તો કહ્યું'તું " બે ભેંસ વિયાઈ છે તે રહી જા બે મહિના થોડું હાડ પણ વળે. સુવાવડમાંથી ઊઠી છે તે. પણ સામાવાળાને ત્યાં પણ રામજીની દયાથી વસ્તારીનું કામ છે. જમાઈને અહીં રોકાયે પણ ચાર દિવસ થઈ ગયેલા."

"સારું છે. કન્યા-દીકરી તો પોતાને ઘેર જ શોભે છે." ભાનુએ કહ્યું. આ વાત કહેતાં તો એને પોતાને જ શરમ જેવું આવી ગયું.

ઘાસ કાપવાનું દાતરડું ને રાશ લઈને ખેતરે જતા લાભાના ઇંદરે ભાનુની સામે આંખ મારી.

"વંઠેલો" ભાનુ મનોમન બબડી અને એની પાસેથી જરા ઝડપથી પસાર થઈ ગઈ.

ઝડપથી ચાલતાં એના પગમાં ઠોકર લાગી, અંગૂઠાનો નખ નીકળી ગયો, લોહી નીતરવા લાગ્યું.

એની પરવા કર્યા વિના ભાનુ ઘેર આવી ગઈ. એના મનમાં એક વાત એ આવી કે પોતે નારાયણને કહી દે કે મને લાભાના ઇંદરે આજે આંખ મારેલી. પણ ભલા એ શું કરી લેશે ? એના અંતરમાં કોઈએ જવાબ વાળ્યો.

ઘેર આવીને એ કૂંડીને માટી લગાડવા મંડી. કાલ સુધીમાં માટી સુકાઈ જશે એમ વિચારીને તે સૂરજ ડૂબતાં સુધી માટી લગાડતી રહી.

માટી લગાડીને પછી ઊભી થઈ. હાથ-પગ ધોયા.

બોઘરણામાંથી દાળ કાઢીને વાટી.

લોટ બાંધ્યો.

દૂધ ગરમ કર્યું.

રોટી કરવા માટે લોઢી ચઢાવી ને એને યાદ આવ્યું કે બપોરે કૂવા પર કપડાં ધોવા ગયેલી તે ત્યાં નારાયણની પાઘડી ભૂલી ગઈ છે. ખબર નહીં ધોરાની પાછલી બાજુ પડી ગઈ હોય તો. સામે પડી હોતતો જરૂર નજરે ચઢત-ભાનુએ વિચાર્યું.

"કોઈ લઈ પણ ગયું હોય !"

"નહીં લઈ ગયું હોય તો સવાર સુધીમાં લઈ જશે."

"હમણાં લઈ આવું ? પછી તો વધારે અંધારું થઈ જશે." -આમ વિચારતી ભાનુએ ચૂલામાંથી લાકડાં બહાર ખેંચી લીધાં. લોટ પર કપડું ઢાંકી દીધું. ઘાઘરો (પાયજામો) પહેર્યો. બારણું બંધ કર્યું અને કૂવા તરફ ચાલવા માંડી.

ગામની ધર્મશાળાવાળો દરવાજો વટાવી તળાવડી પાસે પહોંચતાં એને લાગ્યું કે જાણે કોઈ એની પાછળ પડ્યું છે.

એણે પાછા ફરીને જોયું, પરંતુ અંધારામાં કોઈ દેખાયું નહીં.

તળાવડી વટાવીને, સ્મશાન પાસે થઈને તે કૂવા તરફ આગળ વધી.

કૂવાના ધોરાની બીજી બાજુથી જ્યારે નારાયણની પાઘડી લઈને તે પાછી ફરી ત્યારે કોઈએ ખોંખારો ખાધો. ભાનુ જરાક ડરી.

"કોઈ નથી, ભાભી, હું છું" જાગરે એની તરફ આવતાં કહ્યું.

ભાનુએ આસપાસ જોયું.

"ડર નહીં ભાભી, હું તને કશું નથી કહેતો. ગાયના સોગન."

ભાનુ મૂંગી રહી.

"હજુ તારો ગુસ્સો ગયો નહીં ?"

ભાનુએ ફરી પણ કશું નહીં કહ્યું.

"તારા સમ ભાભી, જ્યારે મને ખબર પડી કે ભાઈ નારાયણે તને મારપીટ કરી છે ત્યારે મને તો મનમાં થઈ આવેલું કે હું એનો હૈડિયો ચૂસી ખાઉં.

"ભાભી, ઠીક લાગે તો જીવ લઈ લે, પણ ભગવાનને ખાતર આમ ગુસ્સે ન થા." જાગરે રડવા જેવા થઈને કહ્યું.

"જાગર, તું તો સરબણનો બેલી હતો." ભાનુએ વ્યંગમાં કહ્યું.

"ત્યારે તો તારો આટલો ખ્યાલ રહે છે. હું ધરમથી સાચું કહું છું, તારે ખાતર હું જાન દેવા પણ તૈયાર છું."

"હા, શું કહેવાય ! રહેવા દે જાગર, ભગવાન કોઈને ખરાબ દહાડા ન દેખાડે."

"તું મોઢેથી એટલું તો કહે. તારે ખાતર હું બધું કરવા તૈયાર છું."

"હા, હું તને ઓળખું છું."

"તું સાચું નહીં માને. પહેલે દિવસે જ જ્યારે મેં તને જોઈ ત્યારે કોણ જાણે શાથી, મારું તો કાળજું જ બળી ગયું. મને થયું કયાં ગંજેરી નારાયણ અને ક્યાં આ ?"

"તું ભાભી, ખોટું ન લગાડીશ, પણ આ તે તારી કંઈ જિંદગી છે ?"

"તું દારૂ પીધેલો છે ?"

"હવે તો ઊતરી ગયો અને તને જોઈને કયારનો મોકો શોધતો હતો કે, એકલી મળે તો કંઈક વાત કરું."

"હં.... વાત કરું !" ભાનુએ આગળ ચાલવા કરતાં રોષમાં કહ્યું.

"એમ નહીં ભાભી, વાત કરીને જા." જાગરે ભાનુની આગળ થઈ ભાનુને જતાં રોકી.

"શું વાત છે ? બોલ." ભાનુએ ખિજાઈને કહ્યું.

"ચાલ, કયાંક ભાગી જઈએં."

"તું ગાંડો થઈ ગયો છે, જાગર ?"

"મિરઝાની જેમ તીરથી મને વીંધાવી નાખ, પણ હું દગો નહીં દઉં."

"આવી રીતે મશ્કરી ન કર્યા કર." ભાનુએ વાત ટાળવાને વિચાર્યું.

"મશ્કરી કોણ જંગલી કરે છે, ભાભી ? મારા મોસાળનો એક છોકરો મુંબઈમાં ટ્રક ચલાવે છે. ત્યાં ચાલ્યા જઈશું. કોઈને પછી ક્યાંથી ખબર પડશે ?"

"નહીં જાગર, કદાચ તું મને એવી ફરંદી સ્ત્રી સમજી બેઠો છે." ભાનુએ ઉદાસ અવાજે કહ્યું.

"એવી ફરંદી સ્ત્રી માટે કોણ પોતાનું ઘરબાર છોડવા તૈયાર થાય ? મને તારા માટે સાચે જ ખેંચાણ થઈ ગયું છે."

" આ વાત જુદી. હવે તો આ ગામમાંથી ઠાઠડી જ નીકળશે " ભાનુએ દૃઢતાથી કહ્યું.

"સારું, જેવી તારી મરજી. પરંતુ અહીં રહીને મારા પર ગુસ્સો ન કર."

"મારો શાને માટે ગુસ્સો હોય કોઈનીયે સામે ?"

"તું કહે તો હમણાં કૂવામાં ભૂસકો મારી દઉં. જો ન મારું તો જાટનો બેટો નહીં, પણ ભંગીનો કહેજે."

"પણ શા માટે ?"

"જો તું ગુસ્સે થાય તો."

ભાનુ મૂંગી રહી.

"જો તું ગુસ્સે ન હોય તો એક બીજીયે વાત પૂછી લઉં, પછી ખબર નથી ક્યારે એકલી આમ ભટકાશે ?"

"પૂછી લે." ભાનુએ વારંવાર આગળ ડગલું ભરવા કરતાં બેચેની સાથે કહ્યું.

"આવી રીતે જ દુનિયામાંથી ચાલ્યા જવું છે ?"

ભાનુએ કોઈ જવાબ નહીં આપ્યો.

"દીકરો-દીકરી નથી જોઈતાં ?" જાગરે ધીમેથી ભાનુનો હાથ પકડીને પૂછ્યું.

એકાએક ભાનુને જાગરની ડોકે વળગીને રડી લેવાનું મન થયું. એણે પોતાનો હાથ જાગરના હાથમાંથી ખેંચી લીધો નહીં.

"એ ગંજેરીને ખાતર તું શા માટે આ દુનિયામાંથી ખાલી હાથે જાય ? કાલ ઊઠીને એ મરી ગયો તો તારું પોતાનું કોણ હશે ?" જાગરે એને પોતાની તરફ ખેંચતાં કહ્યું.

"નહીં જાગર, નહીં." ભાનુએ પોતાનો હાથ પાછો ખેંચી લેતાં કહ્યું.

"સારું, તારી મરજીની વાત છે, ભાભી ! પણ ક્યારેક-ક્યારેક મળતી તો રહે. આ દુનિયામાંથી બીજું શું લઈ જવાનું છે ?" જાગરે નિસાસો નાખતાં કહ્યું.

" ઠીક" ભાનુએ પડેલા અવાજે કહ્યું."

"તો ખા સોગંદ સરબણના કે ભઈ તું કાલે અહીં જ આવીને મળશે."

"સરબણના....." એક ક્ષણ ભાનુને જાણે આંચકા જેવું લાગ્યું.

"તારે-મારે ધરમ છે, ભાભી. તારી ઇચ્છા વિના તને આંગળી સરખીયે નહીં અડાડું. પણ મળતી તો રહે."

"સારું." ભાનુએ ઉતાવળમાં કહ્યું.

"તો પછી ખા સોગંદ. સોગંદ ખાધા વિના તને નહીં જવા દઉં."

"સારું. લે સોગંદ."

"સરબણના ને ?"

"હા."

અંધારામાં એકલી, પગ નીચેના રસ્તાને તાકતી, ઘેર પાછી આવી રહેલી ભાનુ વિચારી રહી હતી : "મારે ભલા, સરબણના જૂઠા સોગંદ શા માટે ખાવા જોઈતા હતા ?"

ડૂબતો સૂરજ.

માથે ઘેરાં ગાઢ વાદળ.

ક્યાંક ક્યાંક છાંટા પડતાં ઊઠતી ધરતીની સોડમ.

ભીની ભીની પડતી જતી સાંજ.

ભાનુ ચૂલા સામે બેસીને રોટી બનાવી રહી હતી.

વારે ઘડીએ આવતા પવનના સપાટાએ ચૂલામાંના હવાયેલાં અડૈયાં કદીક સળગી ઊઠે છે તો કદી હોલવાઈ જાય છે.

લોટ સુકાઈ ગયો.

ભાનુને થયું : " કોઈ પરોણો આવશે."

"પણ અમારે ત્યાં કોણ આવશે ?" એણે પોતે જ વળી વિચાર્યું. હજુ વાત એના મનમાં જ હતી ત્યાં કરતારી હાથમાં થેલો લઈને અંદર આવી ગઈ. કરતારીનું એકવડું શરીર અને કદ નારાયણના જેવું જ નાનું હતું. પરંતુ એના મોં પર ઘણું તેજ હતું. જેવું ખાધેપીધે સુખી વહુબેટીનું હોય. છીંટની સલવાર સફેદ લીલનનું ખમીસ અને એના પર ફૂલવાળી વૉયલની ઓઢણી એણે સજેલી હતી.

ભાનુની તરફ જોઈને એક ક્ષણ તે સંભ્રમમાં ઊભી રહી.

ઉંબરા પાસે ખાસડાં ઉતારી, થેલો પેટી પર રાખીને તે બોલી : "દીકરી વહાલી, તું ક્યાંની છે ? મને તો તારી ઓળખાણ જ નહીં થઈ ?"

"હું ..... બહેન, હું ભાનુ." ભાનુએ કરતારીનું મોં-માથું નારાયણને મળતું આવતું જોઈને કહ્યું અને ઊઠીને પગે લાગી.

"જીવતી રહે, ભગવાન કરે ને તારું ઘર ભર્યુંભાદર્યું રહે. રામ તને ખુશનસીબ રાખે. તારું સૌભાગ્ય અખંડ રહે. રામ તારી ગોદ ભરેલી રાખે. નારાયણ તો મઝામાં છે ને ?"

"હા, મજામાં છે. કેટલીયે વાર બહેન, તમારી વાતો કરે છે." ભાનુએ બોઘેણામાંથી દૂધ કાઢયું અને તેમાં બૂરુંખાંડ નાખી કરતારી આગળ કટોરો લાવીને મૂક્યો.

"અલી ભાભી, દૂધની કંઈ એટલી જરૂર નહોતી." કહીને કરતારી ઓઢણીના છેડા પર કટોરો રાખી ઘૂંટડે ઘૂંટડે દૂધ પીવા લાગી.

"અમે તો યુ. પી. કેવાં ગયાં કે ભાઈબહેનોને મળવામાંથીયે રહી ગયાં. નારાયણ મોંબળ્યોયે એટલો આળસુ છે ! એમ નહીં કે ભઈ કદીક પત્તુંયે લખી નાખીએ. વળી કયારનીયે આવવાનું વિચારતી હતી, પરંતુ ઘરની જંજાળોમાંથી કેમ કરીને નીકળી શકાય ?"

"આ તો બહેન, તમે ઘણું જ સારું કામ કર્યું." ભાનુએ શાક માટે બટાટા છોલતાં કહ્યું.

"અલી ભાભી, આપણી બીબોની સગાઈ ગુઆરામાં કરી દીધી છે. લગન કરવાનું છે. મને થયું પરદેશમાં આપણું છે કોણ ? હું બીજે નહીં પણ પોતાને પિયેર થઈને ચાર ફેરા ફેરવાવી લઈશ. એ તો પોતે કહેતા હતા કે લાટમાજરા જ જઈએ. મેં કહ્યું, શું નાતીલાઓનો આશરો લેતા ફરીશું ? સારું કે નઠારું ગમે તેવું પણ પોંતાના ભાઈનું ઘર જ સારું."

"ઘણી ખુશીથી બહેન, અને ભાઈબહેન હોય છેય શા માટે ? ભાનુએ બટાટાનું શાક વધારતાં કહ્યું.

"અલી ભાભી હાથની તું ઘણી કામગરી જણાય છે ? " કરતારીએ ઘરની સૂરત પલટાયેલી જોઈએ કહ્યું.

ભાનુ મૂંગી રહી.

"તારું પિયર કઈ જગાએ છે ?"

"ભડીના કોટલે હતું." ભાનુએ ઉદાસ સ્વરે કહ્યું.

"ચાલ, માણસના હાથમાં શું હોય છે ? જે લેખ લખેલા હોય તે જ ભોગવવા પડે છે." કરતારીએ કેમ જાણે એના ભીતરની વાત સમજી જઈને કહ્યું ન હોય. વઘાર કરીને ભાનુ સાકર ચાળવા બેસી ગઈ.

"અલી વહુ, ગળ્યું કંઈ મારે માટે નવું છે ? તું રહેવા દે."

"લો બહેન, તમારે બહાને અમનેય ખાવા મળશે."

"અગર જો મને ખબર હોત તો તારે માટે કોઈ કપડુંલત્તુંયે લાવત."

"લો બહેન, ભલા છોકરીઓને તો દેવાય કે એમની પાસે લેવાય ?"

"છોકરીઓને આપવાનું તો આખી જિંદગી ચાલે છે. લેવાનો તો કોઈક જ અવસર હોય છે."

"શું વાત કરો છો ! જીવતર છે તો ઘણાય અવસર."એમ કહેતી ભાનુ લોટ બાંધવા લાગી.

"ચાલ, જેવું હોય તેવું, પણ મારા ભાઈનું ઘર તો મંડાયું." કરતારીએ મનમાં વિચાર્યું.

કરતારીના આવ્યાનો આનંદ ભાનુના હૈયામાં સમાતો નહોતો.

"લો ભાઈ, આજે તો કરતારી આવેલી છે ને ! પગે લાગું છું" સાંજે બારણેથી આવતાં જ નારાયણ બોલ્યો.

"જીવતો રહે, તારી લીલી વાડી થાય. તેં તો કદી આંટો નહીં માર્યો, હારીને હું પોતે જ આવી છું."

"તારી પાસે તો જતાં જતાં જ માણસ ઘરડો થઈ જાય ! નહીં આજુમાં કે બાજુમાં, ગઈ છે રહેવા ભૈયાઓના દેશમાં."

"અરે, ભાઈ પર્વત વીંધીનેય મળવા આવે. યુ.પી.તો આ રહ્યું."

"કંઈ નહીં, બહેન, હવે અમે આવીશું." નારાયણે શું વાત કરવી તે સૂઝતું નથી એ જોઈને ભાનુએ જવાબ આપ્યો.

"ધન્ય ભાગ્ય, આવો. હું પણ સાસરિયાંને વટથી બતાવી દઉં કે ભાઈ, મારે પણ કોઈ છે."

"કરતારીને ચા-બા બનાવીને આપી ?" નારાયણે ભાનુની તરફ મોં કરીને પૂછ્યું.

"નહીં, મેં કહ્યું, તમારો ભાઈ બનાવીને આપશે." ભાનુએ મજાક કરી.

"ઘરની કુલમુખત્યાર તો તું છે. ભાઈ તો બિચારો તારા હાથની તરફ જ નજર કરતો રહે છે." નારાયણે કરતારીની પાસે ખાટલા પર બેસતાં કહ્યું.

"આમ તો મજામાં છે ને નારાયણ ?"

"હા, તું કહે, બાલબચ્ચાંના કેવા હાલ છે ?"

"રામની મહેરબાની છે હું તો આવી છું ભાઈ, બીબોનાં લગન છે એટલા માટે. તારે ઘરે જ કરવાં છે. આજથી સવા મહિને છે. ગુઆરામાં સગાઈ કરી છે. છોકરો લશ્કરમાં નોકરી કરે છે. આમ તો ઘર પણ સબધું ખાસ્સું છે. હરિયાએ સગાઈ કરાવી આપી" કરતારીએ એકી શ્વાસે જ સર્વ કાંઈ કહી દીધું.

"સારું, સારું. ત્યારે તો અમને ય લાડવા ખાવાના મળશે." નારાયણે મોં પર હાથ ફેરવતાં કહ્યું.

"બીબોના બાપા તો દસ દિવસ પહેલાં આવશે. મને થયું. હું વહેલી જઈને તૈયારી કરાવી લઉં. પાછળ ઘર પણ બહુ દિવસ સૂનું છોડી શકાય નહી."

આ સવા મહિનો ભાનુને તો જાણે આંખના પલકારામાં પસાર થઈ ગયો. ક્યારેક દળવા-ખાંડવાનું, ક્યારેક દાળો ભરડવાની, ક્યારેક લીંપવા-ગૂંપવાનું અને ક્યારેક શહેરમાં જવાનું, ક્યારેક પહેરામણીનાં કપડાં તૈયાર કરવાનાં અને ક્યારેક ભઠ્ઠી બનાવવાની. કયારેક આ કે તે જગાએ સંભાળવાનું. એને માથું ખંજવાળવાનીયે કયાં ફુરસદ હતી ?

કરતારી જ્યારે ને ત્યારે કહેતી : "ભાભી, તારા વિના તો હું રઘવાઈ રઘવાઈ થઈ જાત. ભલા, મારાથી કંઈ આટલું કામ થાત ?"

ભાનુ તો કામ કરતાં થાકતી જ નહોતી. બધાંની પછી એ સૂતી, બધાંની પહેલાં એ ઊઠી જતી. આખો દિવસ ક્યારેક આ કરતી હોય, ક્યારેક પેલું કરતી હોય. જમીન પર તો જાણે પગ જ ઠરતા નહોતા. આમ છતાં પણ આ ભાની બાઈએ કદી માથા પરનો ભાર લાગવા દીધો નહીં.

મહેમાન આવી ગયા. પછી જાન આવી. મંગળફેરા થઈ ગયા. ભાનુનું દિમાગ તો કામકાજમાં જ ખોવાઈ ગયું હતું. નવાં કપડાં પહેરી તે ખડે પગે બધા કામમાં ફરી વળતી હતી.

કન્યા ઉમંગ-આનંદ સાથે વિદાય થઈ ગઈ. કરતારીએ ભાનુને ધન્યવાદ આપ્યા.

કન્યાને વિદાય કરીને સ્ત્રીઓ નાચવા-ગાવા લાગી. એકે જબરદસ્તીથી ભાનુને નાચવામાં ઘસડી.

થાકીપાકી ભાનુમાં, ખબર નહીં, ક્યાંથી આટલું જોર આવી ગયું. એને નાચતાં નાચતાં જાણે ધરતીને ધ્રુજાવી દીધી. એનું મન જાણે ગાણાંથી ભર્યું ભર્યું હતું. ગાણાં પૂરાં જ થતાં નહોતાં.

*નક્કે છડૂંગી કનક દે તેરે*
*રખ લૈ કવારી બાબલા*
*તેરી વે સહેડ બાબલા*
*સાથો હાય નિંદયા ના જાવે*
*સૌહરા સાડા વણજ કરે*
*ટિડ્ડિયાં દી હેડ લિયાયા, શાબા.*
*ઇક ટિડડી મર વી ગયી*
*નૈ સૌ ઘાટા પાયા, શાબા*
*ઇક ટિડ્ડી સૂ વી પઈ*
*જિને મરદા ટબર બચાયા, શાબા*
*ટિડડયાં દા મૈં દૂધ રિડ઼કાં*
*થાનેદાર લસ્સી નૂ આયા, શાબા ?*

[ મારા વહાલા પિતા, હું પણ આપણા ભાઈઓની જેમ જ તમારા ખેતરોમાં કામ કરીશ. બસ, તમે મારો વિવાહ ન કરો. જે વર તમે મારે માટે પસંદ કર્યો છે તે સુંદર નથી એમ તો હું જરાય કહેતી નથી. અમારા સસરા તીડનો વેપાર કરે છે અને તીડોનું એક ઝુંડ લઈ આવ્યા છે. એમાંથી એક તીડ મરી ગયું અને એમને નવસો રૂપિયાની ખોટ ગઈ છે. એક તીડે બચ્ચાંને જન્મ આપ્યો છે અને તેના પરિણામે આખું કુટુંબ ભૂખમરાથી બચી ગયું છે. હું તીડનું દૂધ દોહી રહી છું અને થાણેદાર છાશ લેવાને આવ્યો છે ! શાબાશ ! (હાસ્ય) ]

ભાનુને શું કંઠ મળ્યો'તો ! તેનો તો ગજબ પ્રભાવ પડતો હતો.

"મારી ભાભીને તો તિજોરીમાં મૂકીને સાચવવા જેવી છે !" જોઈ જોઈને ખુશ થતી કરતારી બોલી રહી હતી.

પછીના દિવસે બધા મહેમાન ચાલી ગયા. ચાર દિવસ બાદ કરતારી અને તેનો પરિવાર પણ જવાને તૈયાર થઈ ગયાં.

"ભાભી, તું ચોક્કસ આવજે, અમારે ત્યાં, તને મારા સોગંદ." વિદાય લેતી કરતારીએ ભાનુને ભેટતાં ફરીથી આગ્રહ કર્યો.

"હા, બહેન, અમારે માટે જવા આવવાનું બીજું કયું ઠેકાણું છે ?" ભાનુએ એની ચરણરજ લેતાં કહ્યું.

"નારાયણ તારી સાથે ઝઘડતો નથી ને ? દિલથી ખરાબ નથી, સ્વભાવે જ ગરમ છે." જતાં જતાં કરતારીએ કહયું.

"એની સાથે ઝઘડીને મારે મરવું છે, બહેન ?" નારાયણે હસતાં હસતાં કહ્યું.

"સારું બહેન, સાજાંસમાં હોઈશું તો આ વખતે અમે બંને દાપુંબાપું લઈને આવીશું."

"જરૂર આવજો. ક્યારેક મનેય પોતીકાંની સારસરભરાનો લહાવો મળે."

"કેમ નહીં ? ભગવાન ક્ષેમકુશળ રાખે. જરૂર આવીશું." ભાનુએ નહેર આગળથી કરતારીને માથું નમાવીને પાછા ફરતાં કહ્યું.

ભાનુ ક્યાંય સુધી કરતારીને જતી જોઈ રહી. નારાયણ એમને સ્ટેશન સુધી વળાવવા ગયો.

ભાનુ ઘેર પાછી આવી.

કરતારી અને એના પરિવારને વિદાય કરીને ઘેર પાછા ફરવાનું ભાનુને કેમ જાણે મન થતું નહોતું. સૂમસામ ખાલી ઘર જાણે ખાવા ધાતું હતું.

તે સંતીની કને ગઈ.

"ગઈ કરતારી ?" સંતીએ ભાનુને બેસવાને માંચી આપતાં પૂછ્યું.

"હા. છેવટે તો પોતાને ઘેર જવાનું જ હતું ને !"

"આમ તો વખાણીને કેટલું વખાણીએ, પણ ધન્ય છે ભાનુ તારી માને ! આટલો મોટો અવસર કાઢ્યો પણ કોઈ તરફથી જરાય ચૂં કે ચાં થવા દીધી નથી. નહીંતર આ ગંજેરીઓના કુટુંબથી શું ધૂળ થવાનું હતું કશું ?"

"અવસર કાઢનાર તો માજી, સૌનો પરમાત્મા હોય છે. આપણે તો શું કરી શકનાર હતા ?"

"અલી, ભગવાન પણ જે કંઈ કરે છે તે માણસો મારફત જ કરે છે, અને આમ નહીં તો એને પોતાની કઈ પેઢીઓ ચલાવવાની હોય છે ?"

"એમાંય તે માજી, છોકરીઓનું તો કાંઈ નહીં. ક્ષણમાં પારકી બનીને ચાલી જાય છે."

"દુનિયાનો આ ઢાળો છે. એ શું કોઈના હાથની વાત છે ?"

"લગ્નમાં વિદાયવેળાએ જ્યારે હું રડવા લાગી ત્યારે કહે છે કે સરબન પણ રડવા લાગેલો. એના ઘરનાં તો છેક હમણાં સુધી એ અંગે ટોળ કરતાં હતાં."

"તું ઊઠતાં બેસતાં શા માટે એને યાદ કરતી રહે છે ? ગુજરી ગયેલાઓ સાથે પ્રીત કેવી ? જેઓ આવીને કદી ખરખબર પણ કાઢનાર નથી."

"એમ તો માજી, તમારી વાત બરોબર છે, પરંતુ કોણ જાણે શાથી એ કેમે ભૂલ્યો ભુલાતો નથી."

"આ વખતે પાંચના રોજ પતિયાળા જઈશું, મેળામાં. કહે છે ત્યાં જો કોઈ પાંચ પાંચમોં નહાય તો મનની મુરાદો પુરી થાય છે."

"મારે તો મનની કંઈ મુરાદ હોય, માજી ?" ભાનુએ શેકવાને માટે દોડાના દાણા કાઢતી સંતીની ટોપલીમાંથી એક દોડો ઉઠાવી એના બે ટુકડા કરતાં કહ્યું.

"કેમ વહુ ? આપણે તો એવી માનતા માનીને આવીશું કે પછીના વરસે જ્યારે આપણે જવાનું થાય ત્યારે તારા ખોળામાં એક દીકરો હોય વાત સાંભળ વહુ, કોઈ દાયણબાયણને તો બતાવવું ' તું."

"આ બધા ઉધામા કરીને શું ખાટવાનું છે ?"

"અલી એમ નહીં વહુ, ભાનુ. સંતાન વગરની સ્ત્રી તો દુનિયામાં આવ્યા છતાં ન આવ્યા બરોબર જ. એવી સ્ત્રીનો તો ભાવ કોણ પૂછે છે ભલા ?"

"આપણું દુનિયામાં આવવું તો કિંમત વગરનું થઈ ગયું, માજી."

"નસીબ છે પોતપોતાનું. જેવું વાવો તેવું જ લણો. કહે છે ને કે માબાપ તો જનમનાં સાથી હોય છે, કરમનાં નહીં."

"અથવા ક્યાંક પણ બળ્યો ભગવાન મળી જાય તો એને પૂછું કે ભઈ મેં શું શેકેલાં બી વાવેલાં ?"

"ભગવાન પણ ભલા આદમી કયારે મળે છે કોઇને ? પોતાનું રહસ્ય તો એણે કોઈનેય બતાવ્યું નથી."

"બધી મન મનાવવાની વાતો છે. ઠીક લાગે તે કરતા રહો બસ."

"ભાનુ, નવરી છે ? મારું માથું જોને જરા, કોઈ જૂ તો નથી ને ? ખંજવાળ આવ્યા કરે છે." બચની ભીના વાળ સાથે આવીને ભાનુની આગળ બેસી ગઈ.

ભાનુએ દાણા કાઢતાં લગભગ અડધો થયેલો દોડો ટોપલીમાં મૂકી દીધો અને હાથ ખંખેરીને બચનીનું માથું જોવા લાગી.

ઉદ્વિગ્ન રીતે મૂંગી બેઠેલી સંતી દોડાના દાણા કાઢતી રહી.

"તારા માથામાં તો કશું નથી." આખું માથું જોઈને ભાનુએ કહ્યું.

"ઠીક, જીવતી રહે, ચાલ વહેમ તો નીકળી ગયો."-એમ કહેતી, સંતી તરફ નજર કરીને તે પોતાને ઘેર જતી રહી.

"શું કરવા તારે આનું માથું જોવું પડે ભલા ?" બચની ચાલી ગયા પછી સંતીએ ભવાં ચઢાવતાં ભાનુને કહ્યું.

"લે, તો શું થઈ ગયું, માજી ?"

"તને શું માલૂમ ? આ તો ભૂવાઓ પાસે દોરાતાવીજ મંગાવતી ફરતી રહે છે. સાત માસનો થઈને પાછળથી છોકરો મરી ગયેલો ને !"

"મને તો કશું થતું નથી." ભાનુએ ચીકણા હાથ ભોંય પર ઘસતાં કહ્યું.

"શા માટે કોઈને કશું થાય, વહુ ? તેં દુનિયામાં હજુ હમણાં આવીને જોયું છે શું ?"

"ઘણું જોઈ લીધું હવે તો ભગવાન લઈ લે તો બસ."

"લો, સાંભળજો, હજુ તો ભલા એક ગાઉ પણ કાપ્યો નથી ત્યાં તરસી થઈ ગઈ !"

"ઘરમથી માજી હવે તો એવું લાગે છે જાણે બધા ગાઉ વટાવીને આવી છું ને હવે બસ એક અડધો ગાઉ જ રહી ગયો છે."

"ક્યારેક ક્યારેક આમ જ મન ખાટું થઈ જાય છે. કંઈ નહીં. તું પણ સાચી છે. એક બાજુ પડી પડી રોટલી પણ બળી જાય છે."

"ડોગર જીવતો હોત તો મને ફિકર નહોતી. હવે તો ક્યારેક ક્યારેક જાણે બાપુ સાક્ષાત્ આંખો સામે આવીને ઊભા હોય છે. જાણે કહેતા હોય છે, અલી તું પણ થાપ આપી ગઈ. ખબર નથી કયાં કયાં ધક્કા ખાતા ફરતા હશે."

"પોતપોતાના લેખ ભોગવવાના હોય છે. એના નસીબમાં સંતાનનું સુખ નહોતું. કોઈનુંયે શું ચાલે છે."

"પાસે હતી ત્યારે તો દુઃખે સુખે પાણી તો પાતી હતી. હવે તો કોઈએ મર્યાની પણ ખબર નહીં આપવાની !" ભાનુએ સજળ આંખે કહ્યું.

"નહીં દીકરી, આટલી ઉદાસ ન થા. જેઠા નાઈને હું કહી દઈશ. ભઈ , આવતાં જતાં ખરખબર લેતો આવે."

" શા માટે, માજી ? ફરીથી ઘા શા માટે ખોતરવો ? એમના માટે તો હું મરી પરવારી હોઈશ."

"ભાનુ, તેં પણ મારી જેમ દુઃખ જ વેઠ્યાં છે."

"નસીબ છે માજી, પોતપોતાનું."

"હા, અહીં આગળ જ બધી વાત પૂરી થાય છે, આમ જુઓ તો બનાવનારે તને બનાવવામાં કોઈ કસર રાખી નથી. મહેનત એટલી કે કામને તું કામ સમજતી નથી. અક્કલ હોશિયારી આપતી વેળાએ પણ કોઈ કમીના રાખી નથી. બસ, ઘટિત લેખ લખવાનું જ તે ભૂલી ગયો."

"અભણ હતી ને ! એટલે જે મનમાં આવ્યું તે લખી ગયો. ભણી હોત તો એ વખતે અક્ષર વાંચતા ગળે ન પડતી-કેમ રે, મેં તારા ખેતર ખૂંદી નાખ્યાં છે ! "

"ભાનુ, જો ખરાબ ન માને તો એક વાત કહું. ખોટું નહીં લગાડતી. મેં તો જયારથી સાંભળ્યું છે ત્યારથી કાળજે દેવતા લાગ્યો છે. થયું તને કંઈ વાત નહીં કરું.પરંતુ જાણે મારાથી રહેવાતું જ નથી." સંતીએ છોડિયાં ભેગાં કરીને ચૂલામાં નાખતાં કહ્યું.

ભાનુ અધીરાઈથી તેની તરફ તાકી રહી.

"બીબોના વિવાહમાં હરિયો મૂઓ આવ્યો'તો ને ! કરતારીના ધણીનો ભાઈ. એની એક સાળી છે. કેટલાંક વરસ થયાં એનો આદમી એને તેડતો નથી. આ તો હવે સાસરિયાંનો જ દોષ કાઢે છે, પરંતુ સાંભળ્યું છે કે તે પોતે સારી નથી. લગનના સાત મહિના થયા એટલામાં તો પૂરા મહિનાનો હૃષ્ટપૃષ્ટ છોકરો જન્મેલો. જાણવાવાળા કંઈ જાણ્યા વિના છોડે ? વાતનો પત્તો તેમણે મેળવી લીધો. છોકરો બે મહિનાનો થઈ ગુજરી ગયો, પરંતુ સાસરિયાએ પછી ઘરને આંગણે ફરકવાય નહીં દીધી. હું તને કહું ભાનુ, મૂઆ હરિયાનું ધનોતપનોત જાય, તારા જેઠે વાત કરેલી, એવોય નારાયણની સાથે કંઈક ઘાલમેલ કરતો હતો. કહેતો'તો ભાનુને કંઈક થવાનું હોત તો આજ સુધી થઈ ગયું હોત. બે વરસ થઇ ગયાં ઘેર આવ્યે. છસોમાં વાત પાકી કરી ગયો છે. મને તો લાગે છે કે તારું ભર્યુંભાદર્યું ઘર જોઈને એ નીચની નીયત બદલાઈ ગઈ. નારાયણને તો ભાગિયાઓ દસ મણ દાણાય એની કોઠીમાં નાખતા નહોતા અને હવે તો જાતે જ દેખભાળ રાખે છે અને ભગવાનની રખાપતથી છત સુધી અનાજની ગૂણોની ગૂણો ખડકેલી પડી છે. અને વળી આમેય તેં આવીને નારાયણને માણસ બનાવી દીધો. પહેલાં તો આંખ ઊંચી કરવાનાયે હોશ નહોતા."

ભાનુ તો આશ્ચર્યચકિત થઈ સંતીના મોં તરફ તાકી રહી. પછી જાણે કંઈ યાદ આવી ગયું હોય તેમ તે ઊઠીને ઊભી રહી ગઈ.

"ભાનુ, મારું નામ ના લઈશ, મારી વિનંતી છે. કયાંક નારાયણ મને કનડે નહીં. અને વળી તારો જેઠ વઢશે કે બીજાને વાત કેમ કહી દીધી. ભઈ, મારાથી તો રહેવાયું જ નહીં."

ભાનુ પોતાના ઘર તરફ ચાલતી થઈ.

" ભાનુ કોઇને વાત કરે તો તને મારા સોગન" સંતીએ પૂંઠેથી એને ફરીથી તાકીદ કરી.

ભાનુએ બારણાનું તાળું ખોલ્યું. અંદર જઈને ઘાઘરો કાઢી નાખ્યો. ઘડામાંથી પાણી પીવા ગઈ, પરંતુ ઘડો ખાલી પડ્યો હતો.

આવા દિવસો જેવો જ એક દિવસ.

પ્હો ફાટ્યું.

સુખસંપન્ન વસ્તી જાગી.

ધુમાડિયામાંથી ધુમાડા નીકળવા લાગ્યા.

વલોણાનો અવાજ આવવા લાગ્યો.

બેત્રણ વાર ભેંસ આરડી એટલે નારાયણની આંખો ખૂલી ગઈ.

એણે જોયું કે નહોતો દીવો પેટાવેલો હતો કે નહોતી ચા બનાવવા મૂકેલી. ભેંસ પણ દોહવામાં આવેલી નહોતી, એથી તે આરડી રહી હતી. ભાનુ એ જ રીતે સૂતેલી પડી રહી હતી. પહેલાં તો કદી આવું નહીં થયેલું.

"થાકી ગઈ હશે લગનમાં કામ કરતાં કરતાં." નારાયણને વિચાર આવ્યો.

"ભાનુ, ઊઠ, દિવસ ચઢી ગયો." એણે ભાનુનો હાથ હલાવતાં કહ્યું.

ભાનુ ઉતાવળે ઊઠીને બેઠી થઈ. તેણે ઝટપટ દીવો સળગાવ્યો. દેવતા સળગાવી ચા મૂકી. પછી છાશ વલોવવા બેઠી.

વલોણું બે ચાર વાર ખેંચી તેણે નારાયણને કહ્યું, "આજ તમે છાશ વલોવી ન દો ? મારા હાથ તો જાણે કામ જ કરતા નથી."

"હાથનો શું વાંક છે ? લગનમાં ઓછું તૂટી મરી છે ? એવડું તે કોઈ સસરા પાસેથી ઈનામ લેવાનું હતું ? તું પહેલાં ચા બનાવી દે. થોડા કસ લઈ વલોણું કરી દઉં છું."

ભાનુ ઊઠીને દૂધ દોહવા લાગી. ભેંસે કેટલીયે વાર ભાનુ તરફ મોઢું ફેરવ્યું, પણ એને પહેલાંની જેમ ભેંસના મોઢા પર બેચાર ધાર મારવાનું કદાચ ધ્યાનમાં જ નહીં આવ્યું ને તે મૂંગી મૂંગી દૂધ દોહતી રહી. હારીને ભેંસે લાત લગાવી. આખી બાલદી ઊંધી પડી ગઈ. ભાનુને ચક્કર આવ્યા હોય તેમ ત્યાંથી ઊભી થઈ ગઈ.

"તારી આંખો ફૂટી ગઈ છે શું ? બધું દૂધ ઢોળી નાખ્યું !" નારાયણે ખાટલા પરથી ઊઠતાં કહ્યું.

ભાનુ ગુનેગારની જેમ ચૂલા સામે આવીને બેઠી અને તપેલીમાં ચા અને ગોળ નાંખ્યાં.

નારાયણે કપડાં ધોવાનો ધોકેણો ઉઠાવ્યો અને પાંચ-સાત વખતે જોરથી ભેંસના પગ પર માર્યો.

ભાનુમાં ઊઠીને એને હઠાવવાનીયે જાણે હિંમત નહોતી.

એ દિવસે એણે દૂધ વગરની કાળી ચા જ પીધી.

ભાનુએ કળતા શરીરે ઘરનું કામકાજ પતાવ્યું.

ફરી તે નારાયણની માની પેટી ખોલીને બેસી ગઈ. પેટીમાં બે ખાદીની ચાદરો હતી. એક ભૂરી-સફેદ ચોતરફે કિનારી અને ડિઝાઈનવાળી શેતરંજી હતી. બે કુરતાં અને ઓઢણી પડ્યાં હતાં. એક રેશમનો જૂનો ઘાઘરો હતો. ચાર ઘરે વણેલાં નાડાં હતાં, જેમનો રંગ ઊડી ગયો હતો. એક તાવીજ મૂકવાની કોથળી હતી. એમાં એક છીંટની ચીંદરડીને છેડે એક ચાંદીનું તાવીજ હતું. એક છીપ હતી, એક કાળો મણકો હતો. એક વાઘનો નખ હતો. કેમ જાણે કોઈ બાળકના ગળામાં પહેરવાને માટે આ વસ્તુઓ એકઠી કરી રાખેલી ન હોય.

ભાનુ કેટલીય વાર સુધી પેટીમાંથી નીકળેલી ચીજોને ધ્યાનપૂર્વક જોતી રહી. પછી જેવી કાઢી હતી તેવી જ પાછી પેટીમાં ગોઠવી દીધી. પેટીને પછી એ જ રીતે તાળું લગાવી દીધું. ચાવી એ જ કુલડીમાં મૂકી દીધી, જ્યાં એક બે બીજી જૂની ચાવીઓ પણ રાખેલી હતી.

"લેવાં છે કોઈને ત્રાક, સોયા, ઝારી, ચાળણી, ચીપિયો, તવેથો" ... બહાર ફળિયામાંથી ફેરિયણ બાઈનો અવાજ આવ્યો.

"અલી આવ, અહીં આવ." ભાનુના ઝાંપામાં પેસતી સંતીએ એને સાદ પાડ્યો.

"ભાનુ ઘેર છે કે ?" પૂછતી સંતી એના આંગણામાં જઈને ઊભી.

"હા, આવો માજી." ભાનુએ બહાર નીકળી સંતીને માટે ખાટલો ઢાળતાં કહ્યું.

પિંડીઓ સુધીનો લાંબો કાળો ઘાઘરો પહેરેલી, ઉઘાડા પગવાળી, ચાંદીના કડાં પહેરેલી અને છાપેલું ઓઢણું ઓઢેલ ફેરિયણ બાઈ માથા પર પોટલું અને હાથમાં ચીપિયા, તવેથા સાથે અંદર આવી.

"કેટલામાં આપ્યો તવેથો ?" સંતીએ પૂછ્યું.

"બશેર દાણામાં, તે વળી તારી પાસે કંઈ બે મણ લઈ લેવાના છે શેઠાણી ?" ફેરિયણે પોટલું ઉતારીને બેસતાં, સંતીને તવેથો બતાવતાં કહ્યું.

"બશેર હોય ? પાંચ શેર ! તારે તો લૂંટ ચાલે છે કેમ ? દાણાનો ભાવ તો જો ?"

"અરે માજી, નવટાંક પાશેર ઓછું આલજો."

"હું તો એક શેર દાણા આપીશ, છે તારી મરજી ? આપવો હોય તો આંપીં જા, નહીંતર આ લે." સંતીએ તવેથો એની તરફ ફેંકતા કહ્યું.

"તારું નહીં ને મારું નહીં. ચાલ દોઢ શેર આલી દે."

"ના ભઈ, પૂરો એક શેર."

''ચાલ, લે, સવાશેર આલજે.'' ફેરિયણે તવેથો એના હાથમાં પકડાવી દેતાં કહ્યું.

''મેં તો ભઈ, એક જ વાત તને કહી દીધી. એક શેર દાણા. મરજી હોય તો લઈ લે નહીંતર તારા જેવી બીજી ઘણીયે આવશે.''

''ચાલ લઈ લે, એક રોટી તો આલવી જ પડશે.''

''હા, એ કબૂલ. સાથે છાશ પણ પિવડાવીશ.'' આમ કહી સંતીએ તવેથો લઈ પોતાના ઘર તરફ ચાલવા માંડ્યું.

''તું પણ લઈ લે, ચીપિયો છે, ઝારી છે.'' ફેરિયણે પોટલું ઉપાડતાં ભાનુને કહ્યું.

'' આવતી વખત તું આવશે ત્યારે લઈશ.'' ભાનુએ હસીને કહ્યું.

''આવતી વખતની તો ભગવાનને ખબર કોણ હશે ને કોણ નહીં હોય ! તું અત્યારે જ લઈ લે.''

''ના, બાઈ, કશું નથી જોઈતું.'' ભાનુએ જમીન પર હાથ ટેકવીને ઊઠતાં કહ્યું.

પછી તેણે હાથ ઊંચા કરી 'હઠ હઠ' કરીને ધોરા પર બેસીને બોલતાં કબૂતર ને ઉડાડ્યાં. એણે સાંભળેલું કે ઘરમાં જ્યારે કબૂતર બોલે છે ત્યારે અપશુકન થાય છે. એ ઉજ્જડતાને નોતરે છે.

સાંજે તે ગુરુદ્વારા ગઈ. લાંબા સમય સુધી બેસી ત્યાં પાઠપ્રવચન સાંભળતી રહી. પછી એણે ગુરુદ્વારામાં બુહારી કરી (સાવરણીથી કચરો સાફ કર્યો.) તળાવડીમાંથી પાણીની ડોલો ભરી ભરીને તે છોડવાઓને પાતી રહી.

''અરે બાઈ, મારી ઓરડીયે સાફ કરતી જજે.'' એક આધેડ ભાઈજીએ ગુરુદ્વારામાંથી બહાર આવીને એને પ્રસાદ આપતાં કહ્યું.

''સારું, બાવજી !'' ભાનુએ એમની તરફ જોયા વિના પ્રસાદ લેતાં કહ્યું.

'' મને લાગે છે કે લગનમાં ઝાઝું કામ કરીને થાકી ગઈ છે.'' ભાનુને ધીરે ધીરી ચાલી આવતી જોઈએ બચનીએ પોતાના આંગણામાં રહીને જ કહ્યું.

''અરે બચની, મને તો ખબર નથી પડતી, કંઈ જીવ જે ઠેકાણે નથી. બળતરા જેવું થાય છે.'' ભાનુએ નવાં ખાસડાંને કારણે પડેલા ફોડલાઓને લઈને લંગડાતાં ચાલતાં કહ્યું.

''મને તો લાગે છે કે તને કોઈની નજર લાગી ગઈ છે. તું ચાર બૈરાનું કામ એકલી વેંઢારતી હતી. પણ હું તને કહું, કોઈ ઈનામ આપી જતું નથી. બધાં હરામ હાડકાનાં હોય છે. તું માડૂદાસની ગુફામાં બુહારી કરી આવ. પલકારામાં આરામ થઈ જશે. મારી છોકરીની પણ આંખો એકવાર દુખવા માંડેલી, તે કેમેય મટે નહીં. પછી કોઈએ કહ્યું કે છોકરીને નજર લાગી ગઈ છે. ચાર વાર બુહારી કરાવડાવી, છોકરીની આંખો દીવા

જેવી થઈ ગઈ. આમ તો આ ડૉક્ટરની દવા પણ લાવેલા, પણ મને ખબર છે, આરામ તો બાબાને ત્યાંની બુહારીથી જ થયેલો.''

• ''છોડ, એ તો એની મેળે આરામ થશે. મને વળી શું થવાનું હતુ ?'' આમ કહી ભાનુએ બચનીનો પંપ ચલાવીને ખોબાથી સારી પેઠે પાણી પી લીધું.

''તું પવાલું લે ને !'' બચનીએ ઢોર માટેનું ખાણ તૈયાર કરતાં કહ્યું.

''બસ, જરૂર નથી.'' ભાનુએ કહ્યું. પછી કુરતાની કોણી સુધી પહોંચી ગયેલું પાણી નિચોવતી તે પોતાને ઘેર ગઈ.

ઘેર આવીને તેણે ઘાઘરો ખૂંટી પર લટકાવી દીધો. પટારા નીચે ખાસડાં કાઢીને મૂક્યાં. હાંડામાંથી દાળ રગડો કરી, રોટી બનાવી.

પછી એના કાળજામાં જાણે પીડા ઊપડી. તે વાડકીમાં દાળ લઈ, હાથમાં જ બે રોટી લઈને ખાવા લાગી.

આજે તો રોટી જાણે એના ગળામાં અટકી જતી હતી. અડધી રોટી ખાઈને બાકીની દોઢ રોટી એણે કૂતરાને નાખી અને પછી હાથ ધોઈ નાખ્યા.

પછી ખબર નહીં, શું એના મનમાં આવ્યું તે, ઘંટી પર ભેંસનો દાણો દળવા લાગી. . પહેલાં ક્યારેય નહીં ને આજે ભાનુ દાણો દળવા લાગી.

''છોડી દે ભાનુ, સંચે દળાવી લઈશું.'' નારાયણે એને દાણો દળતી જોઈને કહ્યું.

ખબર નહીં, ઘંટીના અવાજને કારણે ભાનુએ એની વાત સાંભળી નહીં કે પછી સાંભળ્યું ના સાંભળ્યું કરીને જ તે એમ જ દાણો દળતી રહી.

''ભાનુ, આજે તને શું થઈ ગયું છે ?'' નારાયણે ઘંટીનો હાથો પકડતાં તેને પૂછ્યું.

''તાવ-જેવું આવી ગયેલું તેથી મને થયું કે પરસેવો છૂટી જાય તો ઠીક થઈ જશે''

''તું તો પોતાનું જ વૈદું કરવા બેસી જાય છે ! તાવ-જેવું આવી જાય તો ઘંટીએ દળવા બેસી જવાય ! મોઢું તો જો જાણે કબરમાંથી નીકળી આવી ન હોય !'' નારાયણે એને પાટલા પરથી ઊભી કરીને કહ્યું.

''મને કેમ કંઈ થતું નથી ? જો કે નકામા માણસનો તો ભગવાનનેય ખપ નથી હોતો.''

''ખપ નથી હોતો ? હું તો તારા વિના નોંધારો છું નોંધારો, નથી જેને કોઈ ભાઈ કે નથી બાપ. તું ધૂંસો ઓઢીને સૂઈ જા, હુ જેઠુ હજામને ત્યાંથી દવાની પડીકી લઈ આવું છું. જરા કડવા જેવી ચા ઉકાળીને પીલે, પછી જો, પલકમાં આરામ થઈ જાય છે કે નહીં ?'' આવું કહી નારાયણ બહાર નીકળ્યો.

"બંગડીઓ પહેરવાની, બંગડીઓ !" બહાર શેરીમાંથી અવાજ આવ્યો.

ભાનુ બહાર આવી. બંગડીવાળાને બોલાવ્યો. કેટલીય વાર બંગડીઓ પસંદ કરવામાં ગઈ. પછી શું ખબર, મનમાં શું ઊપડ્યું તે ઊભી થઈ ગઇ અને કહેવા લાગી, "અરે ભાઈ ચાલ, રહેવા દે, જીવતાં હઈશું તો ફરી ક્યારેક જોઈશું."

પેલો કંઈક કહેવા કરતો હતો. એટલામાં તો તે શેરીમાં ઘરની અંદર જતી રહી. કમાડ બંધ કરી દીધા. બડબડાટ કરતાં બંગડીવાળાએ બહાર કાઢેલી બંગડીઓ ઝૂમખામાં નાખી દીધી અને પોટલું બાંધીને "બંગડીઓ પહેરવાની છે. બંગડીઓ" એમ સાદ પાડતો આગળ ગયો.

ઊગતા ને આથમતા દિવસો.

દિવસોની પૂંઠે આવતી રાત્રિઓ.

આ બધું ભાનુ આગળથી પસાર થતું હતું.

ભાનુ જ્યાં બેસતી ત્યાં સ્તબ્ધ જેવી બેસી રહેતી.

જે તરફ તાકતી ત્યાં તાકયા જ કરતી.

ગુરુદ્વારા હવે તેણે બે વખત જવાં માંડ્યું હતું.

ત્યાં બેઠી બેઠી મહારાજ જે પાઠ કરે તે સાંભળી રહેતી.

ક્યારેક કેટલુંક સંભળાતું, ક્યારેક કેટલુંક નયે સંભળાતું !

એક દિવસ ગ્રંથ બંધ કરતાં ભાઈજી (પૂજારી)એ જોયું કે ભાનુ આંગણું વાળી રહી હતી અને તે સાથે જ અત્યંત ઉદ્વિગ્ન મનથી તે ધીરે ધીરે ગાઈ રહી હતી-'*મિત્તર પ્યારે નૂં, હાલ મુરીદાં કહણા મિત્તર પ્યારે નૂં.*'

ગ્રંથ બંધ કરીને ભાઈજી પોતાની ઓરડીમાં આવી ગયા. ભાનુનું એમના તરફ ધ્યાન નહોતું.

આંગણું વાળીને તે ઓરડી વાળવા ગઈ.

ભાઈજીને ત્યાં જોઈને પાછી ફરવા લાગી, ત્યાં એમનો અવાજ આવ્યો, 'વાળી જા, બેન.' અને તેઓ પોતાનો ગુટકો લઈને ખાટલા પર બેસી ગયા.

ધૂળ પડવાની બીકથી ભાનુએ ધીરે ધીરે ઓરડીવાળી. કચરો વાળીને સાવરણી બહાર મૂકી દીધી. કૂવા પર હાથ ધોયા.

"પ્રસાદ લઈ જા, બેન" ભાઈજીએ સાદ પાડીને કહ્યું.

ભાનુ પાછી આવી.

"તારો ગુરુના ધામ માટે ખૂબ પ્રેમ જણાય છે."

ભાનુ મૌન રહી.

"બીજું શું લઈ જવાનું છે દુનિયામાંથી ?" ગુટકો રૂમાલમાં લપેટતાં ભાઈજીએ જ સામે ચાલીને કહ્યું.

"તું ભાઈ નારાયણ ગંજેરીના ઘરમાંથી આવે છે ને ?"

"જી હાં."

"સંતાન છે કોઈ ?"

"જી, નહીં."

"ઠીક, લગનીપૂર્વક સેવા કરતી રહે. ભગવાનને ઘેર કંઇ ખોટ છે ?"

ભાનુ મૂંગી રહી.

"હું તને એક વચન બતાવું છું સો વાર રોજ એનો પાઠ કરતી રહે, બધું કામ સફળ થઈ જશે. લખી આપું ?"

"જી. વાંચતા તો મને નથી આવડતું. આપ મોઢેથી જ મને કહી બતાવો."

"'અંતરજામી પુરખ વિધાતે સરધા મન કી પૂરે.'"

"બોલ તો જરા પાંચ વખત."

ભાનુએ પાંચ વખત કહ્યું 'અંતરજામી પુરખ વિધાતે સરધા મન કી પૂરે.'

"લે, પ્રસાદ લે." ભાઈજીએ ગુટકાને માથે અડાડી તાકામાં મૂકી, ડબલામાંથી પતાસાં લઈ એની મુઠ્ઠી ભાનુ તરફ લંબાવી.

ભાનુએ ખોબો ધર્યો.

ભાઈજીએ પતાસાં એના ખોબામાં મૂકતાં એનો હાથ પકડી લીધો.

"ગુરુદક્ષિણા નથી આપવી ?" ભાઈજીએ દાઢી મૂછમાંથી હસતાં કહ્યું.

ભાનુ તો હબકી જ ગઈ.

હાથ ખેંચી લે તો પ્રસાદ પડી જાય.

બહાર કૂવા પર ડોલ ખખડી.

ભાઈજીએ ભાનુનો હાથ છોડી દીધો.

"હું તો તારી કસોટી કરતો હતો, ગુરુઘરની સેવા છોડી ન દેતી અને બીજું શું લઈ જવાનું છે આ દુનિયામાંથી ?" ઝટપટ બહાર જઈ રહેલી ભાનુને પાછળથી ભાઈજીએ સંભળાવ્યું.

ભાનુ માથું નમાવ્યા વિના જ ચાલી આવી.

"સત્ નામ, શ્રી વાહે ગુરુ !" પાછળથી ભાઈજીએ ઊંચે અવાજે કહ્યું.

ઘેર પાછી ફરતી ભાનુના પગમાં એક મોટો કાંટો ભોંકાયો.

એણે કાંટો જ્યારે ખેંચીને બહાર કાઢ્યો ત્યારે તે સાથે લોહીની ધાર વહેવા લાગી.

ઘેર આવી એણે દાળ ચૂલે મૂકી, રોટી બનાવી. ઘર વાળ્યું.

ગૂંદવાને માટે કોઠલામાંથી જ્યારે લોટ બહાર કાઢ્યો ત્યારે એને લાલ ધનેરાં લાગેલાં હતાં.

આજે નારાયણ જ્યારે રોટી ખાવા બેઠો એને થાળી ફંગોળીને મારી. " મીઠાથી દાળ ઝેર જેવી કરી નાખી." એણે ખિજાઈને કહ્યું.

ભાંનુએ પોતે જરા ચાખીને જોયું. સાચે જ દાળ મીઠાથી ખારી થઈ ગઈ હતી.

"ખબર નહીં, ભૂલથી બે વાર પડી ગયું." એને સભાનતા નહોતી કે આ તેણે પોતાને કહ્યું કે નારાયણને.

ભાનુએ ડરતાં ડરતાં પૂછ્યું : "કહો તો ખાંડમાં ઘી નાખીને આપું ?"

"કાચી મીઠાશથી તને ખબર છે કે મારાં અવાળાં ફૂલી જાય છે." નારાયણે પહેલી જેમ જ ખીજમાં કહ્યું.

"ભલે ત્યારે સંતીમાને ત્યાંથી લાવી દઉં છું" કહી ભાનુ વાડકી લઈને સંતીને ત્યાં દાળ લેવા નીકળી.

"પગે લાગું છું માજી શું બનાવ્યું છે આજે ?" ભાનુએ ઘી ગરમ કરતી સંતીને પૂછ્યું.

"મેં તો વહુ, આજે ચણાના લોટનાં થેપલાં બનાવ્યાં છે. એ પોતે તો આજે શહેરમાં ગયા છે અને બાકીનાં આ છોકરાંને તો આપણે મરજી પડે તે આપીએ, એ બિચારાં કશું કહેતા નથી. મને થયું કે ડુંગળી-બુંગળી સાથે ખાઈ લેશો. બનાવીએ પણ શું ? ચણાની દાળ છે, અથવા કોળું !"

"મારાથી તો આજે દાળમાં મીઠું વધારે પડી ગયું. હવે કજિયો કરી રહ્યા છે. મને થયું માજીએ કંઈ બનાવ્યું હશે."

"બેસ ને."

"ના, જાઉં છું." કહી ભાનુ આવી હતી એમ ખાલી વાડકીએ પાછી ફરી.

એટલી વારમાં નારાયણ ગંજેરીએ ચૂલા પર ચા મૂકી દીધી હતી.

"મને થયું ચાની સાથે ખાઈ લઈશું. જરા કડક બનાવજે." એણે ચૂલા આગળથી ઊઠતાં કહ્યું.

ભાનુએ ઉકાળી ઉકાળીને અને અડધા પાણીમાં અડધું દૂધ નાખીને ચા બનાવી હતી. પરંતુ નસીબ વાંકું તે ચા ઉતારવા જતાં તપેલી હાથમાંથી છૂટી ગઈ. ગરમ ચા એના પગ પર ઢળી.

નારાયણે એની કેડમાં બે ઢોંસા મારતાં નાક ફુલાવીને કહ્યું," સાલી ગોલીનું ધ્યાન, કોણ જાણે કયાં રહે છે ? આ તારી માની, ઢોળવાને માટે બનાવી'તી ?"

ભાનુએ દાઝેલા પગ પર ટાઢક માટે પાણી રેડ્યું પણ તેથી તો બળતરા વધારે થવા લાગી.

પાનખરની ઋતુ.

સૂકી, ગરમ ગરમ લૂ.

વખતે કવખતે ચઢી આવતા વંટોળિયા.

ધોમધખતો તડકો.

દીવાલને ઓઠે છાંયડાંમાં કપડું પાથરી શિયાળાનો પડ્યો રહેલો કપાસ લોઢતાં ભાનુ જરા જરાવારે થાકી જતી હતી.

"અલી ભાનુ, કેવી ઋતુમાં કપાસ લોઢવાનું કાઢ્યું ?"

બચનીએ વંડી આગળ રહીને જ પૂછ્યું.

"ભેંસને માટે કપાસિયા જોઈતા હતા, બચની, "કપાસિયા લોઢવાનું થંભાવી પાણી પીવા માટે ઊઠેલી ભાનુએ જવાબ આપ્યો.

"આગલા વખતની ભેંસ કરતાં આ ભેંસ તમારી સારી છે, અને સાથે વળી પાડોયે છે. ચાર વરસમાં તો બરાબરની ભેંસ થઈ જશે." બચનીએ વંડી પર કપડાં સૂકવવા નાખતાં કહ્યું.

"ચાર વરસમાં, કોણ જાણે છે કયા રાજાની કઈ પ્રજા હશે તે, બચની ?'

"વરસ વીતતાં ખબર પડતી નથી, પાંપણની પલકારીમાં તો વીતી જાય છે. અમારી ડોસીને ગુજરી ગયે આ ચોથું વરસ છે. જાણે ગઇ કાલની જ વાત લાગે છે ! ફેં ફેં કરતી અહીંતહીં ફર્યા કરતી હતી હું." -

"માણસ તો પાણીનો પરપોટો છે. અમસ્તો જ મારું મારું કરતો ફરે છે." ભાનુએ ફરીથી કપાસ ફોલવાનું કામ હાથમાં લેતાં કહ્યું.

"હા, બહેન, મરવાનું સાચું છે, બાકી બધું જૂઠ છે." કહેતી બચની કપડાં સૂકવવા નાખીને આંગણામાંથી પાછી વળી.

એટલામાં નારાયણ બહારથી આવી ગયો. ચલમ ભરીને ભાનુની પાસે જ બેસી ગયો. કેટલીક વાર સુધી ચલમ પીતો રહ્યો.

પછી જાણે એને ગળું ઘૂંટાવા જેવું લાગ્યું.

ચલમ એક બાજુએ મૂકી સાફાથી મોઢું લૂછતાં તે બોલ્યો, "ભાનુ, કપડાં તો ધોતી રહે કદીક ? પહેલાં મારા પર ચિડાતી હતી અને હવે તું પોતે મારાથી પણ વધારે ગંદી થઈ ગઈ છે."

"ઠીક ! મારાં કપડાં બહુ મેલાં થઈ ગયાં છે ?" એણે પોતાના કપડાં પર નજર નાખીને કહ્યું.

કહું છું હમણાંથી તું ખોવાયેલી-ખોવાયેલી જેવી કેમ રહે છે ? જાણે મહેમાન બનીને આવી હોય એમ !"

"હોય નહી ! હોય નહી..... ભાનુએ કપાસ લોઢતાં કહ્યું "

"મને લાગે છે, તું મારી કને તો આવી પરંતુ તારું મન હજુ પણ પાછળ રહી ગયું છે."

"પાછળ મારું કોણ છે, જી ?" ભાનુએ અન્યમનસ્ક જેવી બનીને કહ્યું.

"તો પછી કઈ વાતથી ઉદાસ છે ? ખાવાની ખોટ નથી, નથી પીવાની."

"નહીં તો... નહીં તો..." ભાનુએ લોઢિયાને મુશ્કેલીથી ફેરવતાં કહ્યું.

"ભાનુ !"

"હં !"

"કહું છું, તું કોઈ વાતથી મારા પર ગુસ્સે છે ? સરખી રીતે વાત પણ કરતી નથી."

"નહીં, મારે ગુસ્સે શા માટે થવાનું હોય ?"

થોડીક ક્ષણો ચુપકીદી છવાઈ ગઈ.

નારાયણ ઊઠીને ઊભો થઈ ગયો. ફરી, શી ખબર, કયા વિચારથી બેસી ગયો.

આકાશમાં કોઈ કોઈ વાદળ દેખાવા લાગ્યું.

"શું ખબર રાત સુધીમાં વરસી પણ પડે ?" નારાયણને ખબર નહોતી કે આ પોતાને કહ્યું કે ભાનુને.

ભાનુએ કોઈ ઉત્તર નહીં આપ્યો.

"ભાનુ '!"

"હં !"

"ચાલ, કશું નહીં." નારાયણે ફરીથી ચલમ લીધી અને પીવા માંડી.

ભાનુએ લોઢિયું થંભાવ્યું.

"ભાનુ !" નારાયણે ચલમમાંના ઠરી ગયેલા દેવતાને એક બાજુ ખંખેરતા કહ્યું.

"હં !"

"આપણી બાબીનાં લગ્નમાં હરિયો આવેલો ને ?"

"હા " ભાનુએ કપાસમાં હાથ ફેરવતાં કહ્યું.

"એની એક સાળી છે, જો ને ભાનુ, મને ભગવાન પૂછે, ચાહે તો તું મારી કને ગંગાજળ લેવડાવ, હું તને જીવનભર છોડીશ નહીં. જો જે ને, ઘરની મુખત્યાર તો તું જ હશે. ચાહે તો અંગૂઠો કરાવી લે. વળી જો, ભાનુ, આપણને ઘડપણમાં કોઈ પાણી પાનારું પણ જોઈશે ને ! બસ એક બાળકને ખાતર આ બધું છે. મેં એને ચોખ્ખેચોખ્ખું કહી દીધું હતું કે ભઈ, જો ભાનુ માનશે તો ત્યારે જ બધું બને."

ભાનુએ કોઈ જવાબ ન આપ્યો.

તે નખથી જ પોતાના હાથમાં લાગેલી ફાંસ કાઢવા લાગી ગઈ.

"ભાનુ, મેં તો ઉંમર પસાર કરી દીધી હતી, પણ તેં પોતે જ આવીને આ સસરીના મોહથી જગાડી દીધો છે."

ભાનુએ કોઈ જવાબ ન આપ્યો.

"જો ને ભાનુ, અગર જો એક છોકરો થઈ જાય તો બસ, આપણું નામ રહી જાય. નહીં તો મારે તો આ વાતનો વિચાર સરખોયે કરવાનો નહોતો. પણ આજે પણ હું ગાયના સોગન ખાઈને કહું છું કે ભઈ, ચાલશે તો તારું જ આ ઘરમાં."

ભાગી જતાં વાદળ જાણે બે ઘડી ઊભાં રહી ગયાં. દૂર ક્યાંક ગંભીર અવાજમાં વાદળ ગડગડ્યાં મોટાં મોટાં બેચાર ફોરાં પડ્યાં.

"ઊઠીએ ?' નારાયણે ભાનુની તરફ જોઈને પૂછ્યું.

"હજુ થોડીવાર જોઈએ, કદાચ વાદળ ચાલ્યાં જાય."

બદલાતી ઋતુ.

ઢળતા બપોર.

સૂકી એવી હવા.

ઉદાસ-ઉદાસ મન. ભાનુ સંતીની પાસે બેઠી હતી.

"સંતીમા, તમને શું કહું, રાત્રે તો હું રોટી બનાવીને બેઠી જ હતી. આમ તો ખાસ્સું અંધારું હતું. મને તો લાગ્યું કે કોઈએ શેરીમાં સાદ પાડ્યો સંતીમા, હું જલ્દી બહાર આવી. મને જાણે કોઈ પોકારી રહ્યું હતું, પરંતુ બહાર આવીને જોયું તો કોઈ નહોતું.

"હું તો વિચારમાં પડી કે મને આ બધું આવું કેમ લાગ્યું ?"

"એમ જ. ભાનુ, તને ભ્રમ જેવું થયું હશે. અને જો, આવો સાદ આવે ત્યારે બહાર નહીં નીકળવું."

"પછી માજી, રાત્રે સપનામાં મારી માએ દેખા દીધી. જાણે કહી રહી હતી -અરે બેટી ભાનુ, હું તો તને શોધતી શોધતી હારી ગઇ. મને પાણી તો પિવડાવ, હું તો ખૂબ જ તરસી છું."

"પછી તેં પિવડાવ્યું પાણી ?" સંતીએ ચટણી વાટતાં, દસ્તો બાજુમાં મૂકતાં પૂછ્યું.

"લો, શા માટે ? એટલામાં તો કૂકડો બોલ્યો અને મારી આંખ ખૂલી ગઈ."

"સારું થયું. મરેલાને કશુંયે ખવડાવવું-પિવડાવવું બહુ જ ખરાબ હોય છે."

"માજી, સારું હોય કે ખરાબ. હું તો મારી માને સપનામાં મળીને મનથી એવી તો પ્રફુલ્લિત થઈ ગઈ ! જ્યારથી મરી ગઈ, કોઈક રીતેય ક્યારેય દેખા દીધી હતી એણે ?"

"એ તો જ્યાં પણ હશે આત્મા તેનો કલ્પાંત કરતો હશે, મા હતી તે !"

"એ ખરું, પણ હું તો તમારો રૂપિયો પાછો આપવાને આવેલી, તે દિવસે તમારી પાસેથી લઈને પંડિતને આપેલો તે." ભાનુએ ગજવામાંથી એક કકડાને છેડે બાંધેલ એકની નોટ ખોલીને આપતાં કહ્યું.

"લે, આવવાનો જ હતો ને રૂપિયો, કંઈ ભાગી જવાનો હતો ?" સંતી રૂપિયાની નોટ લઈને બોલી.

"બેસ, ભાનુ !"

"જાઉં, માજી, જો ઉપર કેવી કાળી ધૂસર આંધી ચઢી રહી છે. ધુમાડિયું પણ બંધ કરવાનું છે, નહીંતર બધી રેત-માટી અંદર ભરાઈ જશે."

"આ ભગવાનને કોણ જાણે શું કરવું છે. ! આ મોસમની આંધી તો એમ જ ખતમ કરી નાખશે પાકને."

"ઠીક, જેવી કિરતારની મરજી." ભાનુએ એમ કહીને ચાલવા માંડ્યું.

સાચેજ કાળી આંધી ચઢી રહી હતી.

પહેલાં ધરતી પરનાં પાંદડાં, ધૂળ માટી બધું ઊડ્યું પછી બારીબારણાં ખડખડવા લાગ્યાં. પછી તો હાથ હાથને ન જુએ એવું થઈ રહ્યું. તડાક તડાક વૃક્ષોની ડાળીઓ તૂટવા લાગી. ચાલતા કોશ અટકી ગયા. મુસાફરો વૃક્ષોની આડશ શોધવા લાગ્યા. પંખીઓએ કલબલાટ મચાવી મૂક્યો.

ઘરડા લોકો ઘરમાં બેસીને ભગવાનને ભજી રહ્યા હતા. બાળકોને તો આ બધું તમાશો લાગતું હતું.

ભાનુ છાપરા પર ધુમાડિયું ઢાંકવાને ગઈ. ધુમાડિયું ઢાંકીને સંભાળી-સંભાળી પગ ગોઠવતી તે છાપરાની ધાર પાસે આવીને અડબડિયું ખાઈને ધડામ અવાજ સાથે આંગણામાં આવીને પડી.

પડ્યા બાદ ક્ષણવારમાં તે ઊઠીને બેઠી થઈ. પછી બેભાન જેવી થઈને ત્યાં જ ઢળી પડી.

'અરે માજી, જુઓ ને, આ તો લાગે છે કે ભાનુ પડી ગઈ !" બચનીએ જોરથી સંતીને સાદ કર્યો અને પોતે આવીને ભાનુને સંભાળવામાં પડી.

સંતી દોડીને આવી. બંનેએ ભાનુને માંડ માંડ ઊંચકીને ખાટલામાં સુવાડી. એના માથામાંથી લોહી વહી રહ્યું હતું.

ઘડીકમાં આખું ફળિયું જમા થઈ ગયું.

સંતીએ પોતાના માથા પરની ચાદર ફાડીને, ઝટપટ મૂકીને પાટો બાંધ્યો, પરંતુ ક્ષણવારમાં તે આખી લોહીમાં ભીંજાઈ ગઈ.

બહારથી નારાયણને બોલાવવામાં આવ્યો. એ વખતે એણે ભગતને શહેરમાં ડૉક્ટરને તેડી લાવવા માટે દોડાવ્યો.

તે ન તો 'હાં' કરતી હતી કે ન 'હૂં'. બસ, બેભાન જેવી પડી હતી.

ડૉકટરના આવવા સુધીમાં ભાનુના માથે બાંધેલુ પાટાનું રૂ લોહીથી ભીનું થઈ ગયું હતું.

"ક્યાંથી ધુમાડિયું ઢાંકવાને ચઢી મૂઈ !" સંતીને એના ઠંડા પડી રહેલા હાથને દબાવતાં કહ્યું.

"ડૉકટરસાહેબ, જરૂર પડ્યે મારું આખું ઘરબાર ભલે જાય, પણ ભાનુને બચાવી દો." નારાયણે હાથ જોડીને વિનંતી કરી.

ડૉકટરે એને શક્તિનું ઇંજેકશન આપ્યું. થોડા સમયબાદ ભાનુ હોશમાં આવી. એણે આંખો ઉઘાડીને પોતાની આસપાસ ઊભેલા લોકોને જોયા.

"માજી, પાણી !" એણે સંતીનો હાથ સજ્જડ રીતે પકડીને કહ્યું.

સંતીએ એક ચમચી પાણી એના મોઢામાં રેડ્યું.

પછી એની નજર નારાયણ પર આવીને ઠરી.

"વાહે ગુરુ....વાહે ગુરુ" ભાનુએ ઊંડા શ્વાસ લેતાં કહ્યું.

ડૉકટરે શક્તિનું બીજું ઇંજેકશન આપ્યું અને કહ્યું, "એને હૉસ્પિટલમાં લઈ લો."

ભાનુને જરા હોશ જેવું આવી ગયું.

એને બળદગાડીમાં બેસાડીને હૉસ્પિટલ લઈ ગયા.

ઘા પર ટાંકા દેવામાં આવ્યા, પાટો બાંધવામાં આવ્યો, અને તે સિવાય હાથપગને ચારેબાજુથી જોઇ તપાસી લીધાં દવા પિવડાવી, વૉર્ડમાં પથારી પર સુવડાવી દેવામાં આવી.

દોઢ મહિનો તે હૉસ્પિટલમાં પડી રહી. નારાયણ દરરોજ ગામથી ભાનુને ખાવા માટે હલકુંપથ્ય ખાવાનું અને ચા દૂધ લઈને ત્યાં પહોંચતો.

"અરે, તમે રોજ રોજ તકલીફ ન ઉઠાવ્યા કરો. કદીક આરામ પણ કરતા રહો. હું કોઈક પાસેથી દુકાનેથી ચા-બા મગાવી લઈશ." ભાનુ કહેતી.

"નહીં ભાનુ, તકલીફ વળી કઈ વાતની ?"

"અરે, તમને રોટી બનાવવામાં ઘણી મુશ્કેલી પડતી હશે." ભાનુએ ચિંતાતુર થઈને કહ્યું.

"નહીં, કશી નહીં." નારાયણે ધીમેથી કહ્યું અને જવા માટે ઊઠીને ઊભો થયો. એક દિવસ એને સંતી પણ મળવાને આવી. ભાનુને લાગ્યુ કે તે જાણે કે કંઈક કહેતાં કહેતાં રોકાઈ ગઈ.

દોઢ મહિના પછી ભાનુ રસ્તામાં કેટલીયે વખત બેસતી બેસતી ગામ પહોંચી તો એણે જોયું કે હરિયાની સાળી ભાગવંતી ચૂલા આગળ બેસીને રોટી પકાવી રહી હતી.

ભાનુ કશુંયે પારખ્યાં વિના સીધી ખાટલામાં પડી.

"ચા બનાવું ?" ભાગવંતીએ ભાનુને બદલે નારાયણને પૂછ્યું.

"પીવી છે, ભાનુ ?" નારાયણે ભાનુને પૂછ્યું.

"નહીં." ભાનુ બોલી.

કેટલીક ક્ષણો શાંતિ છવાઈ રહી.

પછી ભાનુએ પાણી પીવા માટે ઊઠીને ઓટા પરથી પ્યાલો લીધો.

"હું આપું છું પાણી" કહીને ભાગવંતીએ એના હાથમાંથી પવાલું લઈ લીધું અને બચનીના પંપેથી તાજું પાણી લઈ આવવા ગઈ.

ભાનુએ નારાયણની તરફ જોયું.

નારાયણે આંખો નીચે ઢાળી દીધી.

પાણી લઈને ભાગવંતી ઝટપટ પાછી ફરી.

"કહું છું, હજી તમે બેઠા બેઠા શું કરો છો ? જઇને દુકાનેથી સાબુનો ચોરસો લઈ આવો." ભાગવંતીએ પાણીનો પ્યાલો ભાનુને આપતાં નારાયણને કહ્યું. નારાયણ કશું બોલ્યા વિના ઊઠીને સાબુ લેવા નીકળ્યો.

"કહું છું, કોઈ સારા સાબુનો ચોરસો લાવજો, જેમાંથી સુગંધ આવતી હોય." પાછળથી ભાગવંતીએ એને સમજાવતાં કહ્યું.

"કોઠી પર મારાં કપડાં પડેલાં ? ભાનુએ પોતે પહેરેલાં ગંદાં કપડાંની તરફ જોઈને કહ્યું.

"એ....એ તો ફાટેલાં હતાં. ઘરણના દિવસે મેં બુઢ્ઢી ભિખારણને દાનમાં દઈ દીધાં. તું મારું કુરતું પહેરીને કપડાં ધોઈ લે." ભાગવંતીએ થાંભલા પર અડધા બનેલા ચકલીના માળાને લાકડી વતી પાડતાં કહ્યું.

"કમબખ્ત, રોજ તણખલાં પાડતી રહે છે."

"ક્યાંક ઇંડા ન હોય." ભાનુ બોલી.

"અગર હશે તો ચકલીનાં હશે, તારાં તો નહીં." ભાગવંતીએ મજાક જેવું કર્યું.

ભાનુને કોઈ જવાબ નહીં સૂઝયો.

"ઓટો પાડીને નવો બનાવી દીધો ?" ભાનુએ ઓટા તરફ નજર કરતાં પૂછ્યું.

"હા, નકશીવાળો આજકાલ કોણ બનાવે છે ?"

નારાયણ સાબુના બે ચોરસા લઈ આવ્યો. એક ભાગવંતીને આપ્યો અને બીજો ભાનુની પાસે મૂક્યો.

"ચાલ, ભાગી જા, કમબખ્ત !" ભાગવંતીએ બારણામાં ઊભેલી કૂતરીને તવેથો ઉગામીને મારતાં કહ્યું. તવેથો વાગવાથી કાબરચીતરી કૂતરી ચમકી, બહારની બાજુ દોડી ગઈ. બે ડગલાં જઈને વળી પાછી ફરી. પાછી દરવાજાની નજીક આવીને ઊભી રહી ગઈ.

કૂતરીને ત્યાં ઊભેલી જોઈને ભાગવંતીને દાઝ ચઢી અને દાળ વાટવાનો દસ્તો જ

ઉઠાવીને કૂતરીની કમર પર લગાવ્યો. તે 'કઊં...કઊં' કરતી બહાર દોડી ગઈ.

"શું કરવાને મારે છે બિચારીને ? કહે છે કે કૂતરાનો અવાજ તો ભગવાનને ત્યાં પણ સંભળાય છે." ભાનુએ પોતાના ધ્રુજતા હાથને ઓઢણા તળે ઢાંકતાં કહ્યું.

ભાગવંતીએ કોઈ જવાબ નહીં આપ્યો.

"કૂતરીનું તો કંઈ નહીં, ભાગવંતી, પરંતુ તું કોઈ દિવસ મને આ રીતે મારવા ન લાગી જતી ! હવે તમે છો પણ બે." નારાયણે મજાક કરી.

"તમારો રિવાજ હશે એ. અમારે ત્યાં એ, નથી." ભાગવંતીએ નારાયણને ચાનો પ્યાલો આપતાં કહ્યું.

"ભાનુ માટે પણ લાવ."

"પણ એને ન જોઈતી હોય તોયે બળજબરીથી દઉં ?"

"જોઈતી કેમ નથી ? થાકીને તો આવી છે."

"તે તમને એને શું જોઈએ છે એની વધારે ખબર ખરીને પાછી ? એને નહીં મન થતું હોય !"

"લે, ભાનુ, ચા." નારાયણે પોતાનો પ્યાલો એને આપતાં કહ્યું.

ભાનુએ પ્યાલો લઈ લીધો.

"ખરી વાત તો આ હતી કે ભાનુને તમારી કનેથી ચા જોઈતી હતી." ભાગવંતીએ હસીને નારાયણને ચાનો બીજો પ્યાલો આપતાં કહ્યું.

"ગાંડી ! પતિદેવતાનો હુકમ માને છે ને !"

"શું કહેવું દેવતાનું ?" ભાગવંતીએ ટીકો બતાડતાં કહ્યું.

"દેવતાને તે શું માથે શિંગડાં ઊગે છે ?" નારાયણે ઓછામાં ઓછું વાતોમાં તો ભાગવંતીથી મહાત થવાનું ઈચ્છ્યુ નહોતું.

"સારું, સારું ! કહું છું ભાનુના દેવતા, ચમારના ઘેરથી મારાં ખાસડાં લાવી દો, મોઘૂ ચમારને ત્યાંથી માપ લઈ ગયાને કેટલા દિવસ થયા ! આ તો બિલકુલ તૂટી ગઈ ! આજે તો બહાર પણ હું ઉઘાડા પગે ગઈ હતી."

"મોઘૂ આપી ગયો નથી ?"

"ક્યાં આપી ગયો છે ?"

"સારું, હું તપાસ કરું છું " આમ કહીને નારાયણ ખાસડાં લેવા માટે નીકળ્યો. જતાં જતાં અટકી ને ભાનુના મોં તરફ જોઈને બોલ્યો : "તું પણ દોરાથી પગનું માપ કાઢીને આપ, હમણાં કહી દઉં, પછી નહીંતરે કાલે તું મને મોકલશે."

"નહીં, મારાં ખાસડાં તો હજી ઘણાં સારા છે." ભાનુએ કહ્યું અને જઈ રહેલા નારાયણને ક્યાંય સુધી જોઈ રહી.

ભાગવંતીએ એક બે વાર એની તરફ જોયું.

થોડી ક્ષણો શાંતિ છવાઈ રહી.

"તારો ખાટલો મેડી પર ઢાળી દઉં, ભાનુ, ત્યાં હવા આવશે."

"ઢાળી દે." ભાનુએ અન્યમનસ્ક ભાવે કહ્યું.

મેડીએ સૂતેલી ભાનુએ મોડી રાત સુધી નીચેથી ભાગવંતી અને નારાયણનો વાતચીતનો અને હસવાનો અવાજ આવતો રહ્યો.

ગરમીની ઋતુ પસાર થઈ ગઈ.

હવે ઠંડી પણ ચાલી ગઈ.

નારાયણ અંદર આવ્યો હતો ને ભાનુ બહાર જવા લાગી.

"કહું છું ભાનુ, ક્યાં જાય છે ?" નારાયણે સહેજ ખિજાઈને પૂછ્યું.

"હું...હું... પરતાપીનો ડોસો ગુજરી ગયો છે ને, એના બેસણામાં જાઉં છું."

"તેં શું ઠેકો લીધો છે કે જેનું કોઈ મરી જાય એનું રોવા જવાનું તારે જ પેલા રડે કે ના રડે એમ જ આંખો સુજાડીને ફરવાનું પણ તારે ?"

"કોણ કોના માટે રુએ છે ? સૌ પોતપોતાનાને રુએ છે."

"મને તો લાગે છે કે જીવતેજીવ જ મારું રોઈ રહી છે !"

"કહું છું તમે સારાં વેણ કાઢો. અશુભ વેણ શું કરવા કાઢતા ફરો છો ?" ભાનુએ ફરિયાદ કરી.

"ના, હું પૂછું કે જ્યારે હું ઘરમાં આવું છું ત્યારે તું શા માટે બહાર ચાલી જાય છે ?"

"મારા તો મનમાં કોણ જાણે કેવી બીક પેસી ગઈ છે ! એટલે વારંવાર મનને થઈ આવે છે કે ક્યાંક વેરાન દેશમાં જતી રહું."

"કહું છું એ તો ઘરમાં રહે તો, કયાંક ખભોય નમાવવો પડે ને ! જુઓ તો ખરા, જાણે મારી સામે બદલો લેવાનો ન હોય ! વળી હમણાંથી તો હું કેવી હાલતમાં છું, ને છતાંય આખા ઘરના કુટારો મારે જ કરવો પડે છે." ભાગવંતીએ અંદરથી વાળીને કચરો બહાર ફેંકતાં કહ્યું.

"ભાનુ, તું હવે કોઈ મહેમાન તરીકે ઓછી જ આવી છે ? પહેલાં તો ઘરનું બધું કામ કરતી હતી, હવે કરે તો શું મરી જવાની છે ?" નારાયણે સહેજ ખિજાઈને કહ્યું.

"ભાગવંતી જે કંઈ કહે છે તે કરી દઉં છું. છાણવાસીદું કરી દઉં છું, કપડાં ધોઈ દઉં છું, વાસણ માંજી દઉં છું. જ્યારે કહે છે ત્યારે રોટી બનાવી દઉં છું." ભાનુએ જલદી જલદી પોતાના હાથની આંગળીઓને ટચકાવતાં કહ્યું.

ભાગવંતી કટાક્ષપૂર્વક ભાનુની તરફ તાકતી બોલી : "હું તો ભગવાન ને લોકોના ડરથી કશું કહેતી નથી, ભાનુ તો જ્યારે તમે ઘરમાં હોતા નથી ત્યારે ક્યારેક તો પોતે જ બેસીને ગાણું ગાવામાં પડી જાય છે અને ક્યારેક કલ્પાંત કરવામાં પડી જાય છે. ખબર નથી એ કોનાં ગાણાં ગાય છે અને કોણ મરી ગયું છે કે એની પાછળ કલ્પાંત કરે છે ? જુઓ તો ખરા, લોક પોતાના ઘરનું કેટકેટલું સુખ માગે છે અને આ.. આ.... !"

"શું, ભાનુ ?" નારાયણે એની તરફ ગુસ્સાથી જોયું.

ભાનુને બીક જેવું લાગ્યું. કદાચ ને નારાયણ મારવા ન લાગી જાય. એ સંતીના ઘર તરફ જોવા લાગી.

"આને વળી સંતી મળી છે, આખો દિવસ ઘરની ચાડીચૂગલી કરવા." ભાગવંતીએ સાવરણી પાટ પાસે મૂકતાં કહ્યું.

ભાનુ અંદર આવીને ભેંસની નીચેની જગા સાફ કરવા લાગી.

"જુઓ, હું તમને ચોખ્ખી વાત જણાવી દઉં છું. ઘણા દિવસ રાંધીરાંધીને ખવડાવ્યું. હું કંઇ કોઈની ખરીદેલી ગુલામડી નથી. આ આખો દિવસ એશઆરામ લૂંટતી રહે અને હું ચૂલામાં મોંઢું નાખીને રહું. ભલે મારું ન રાંધે, એ એનું પોતાનું રાંધે ને ખાય. મારાથી કોઈની ગુલામી થતી નથી." ભાગવંતી નારાયણને રોટી આપતાં બોલી.

"ભાનુ, તું એની સાથે રહી કામ કરાવવા લાગ." નારાયણે ભાગવંતીની વાતમાં હુંકારો ન પુરાવતાં ભાનુને કહ્યું.

"કહું છું, કહેનારા લોકો તો કહેવાના કે ભઈ શોક્ય છે. પરંતુ ભગવાન બરોબર જાણે છે, મેં એને કયારેય કોઈ વાતમાં રોકટોક કરી હોય તો. પૂછી જુઓ, તમારી સામે બેઠી છે. પહેલું તો, કોઈ કામ કરવાનું હું કહેતી જ નથી. જો ભૂલેચૂકે કદાચ ને કહું તો બગાડી નાખે છે. પરમ દિવસે મેં કહ્યું કે ભાનુ, જરા ચૂલા પાસે જઈને બેસ, હું જરા શરીર પર પાણી રેડીને આવું છું. આવીને જોયું તો કૂતરો દૂધ પી રહ્યો હતો. ભઈ હું તને શેના માટે ત્યાં બેસાડીને ગયેલી ?"

"કંઈ નહીં, ભાગવંતી. જે દિવસથી એના માથામાં ઘા લાગ્યો છે તે દિવસથી, કોણ જાણે એનું દિલદિમાગ ઠેકાણે નથી. તેં તો જોયું જ છે કે એક રોટી આપશો તો એક જ ખાઈને તે ઊઠી જાય છે. બે આપો તો બે ખાઈ લેશે. નહીં આપો તો માગશે નહીં. પાગલની માફક શેરીઓમાં ભમ્યા કરશે. વિના કોઈ વાત રડી પડશે. તું કોઈ વાતનો ગુસ્સો ન કર."

ભાનુ ભેંસની જગા સાફ કરીને ઊભી થઈ અને ઓટા પરથી પ્યાલો ઉપાડી

ઘડામાંથી પાણી પીવા લાગી. "અલી હાથ તો ધો-સાફ કરી લે પહેલાં." ભાગવંતી ખિજાઈને બોલી.

ભાનુ સ્તબ્ધ થઈ ગઈ, હા. હાથ ધોવાનું તો એને યાદ જ નહોતું આવ્યું.

બચનીના પંપથી તાંસળામાં પાણી લાવી અને ક્યાંય સુધી બેઠી બેઠી હાથ ધોતી રહી.

નારાયણે રોટી ખાધી.

રોટી ખાઈને ચલમ પીધી.

પછી તડકામાં બેસી તે પોતાના વાળ ઓળવા લાગ્યો.

ભાનુ હજી હાથ ધોઈ રહી હતી.

"હવે તો બસ કર હાથ ધોવાનું." નારાયણે ખિજાઈને કહ્યું.

ભાનુ ચમકી. હા, આટલા વખતથી તે શા માટે હાથ ધોતી રહી હતી ?

એ દિવસોમાં ભાગવંતીને છોકરો આવ્યો.

"અલી વધાઇ, ભાનુ !" સંતીએ ભાનુ પાસેથી ગોળ લેતાં કહ્યું.

"હા, મા, રામ સૌની ચઢતી કરે."

"રામ ભલા તારી તરફ જોવાનું ભૂલી જાય છે ! પણ કહે છે કે જે ભકતો હોય છે તેના પર જ દુઃખ આવે છે. ભાગવંતી જેવી હોત તો કયારનીયે...... "

"નહીં, માજી, એ પણ મારો જ છે. અમારાં ઘરનો દીવો સળગતો રહ્યો. ભગવાન સૌને આવા દિવસ આપે. મેં તો મોટી માનતાઓ માનેલી કે ભગવાન દીકરો આપે. "

" પણ હવે તો તે આખા ઘરની માલિકણ બની ગઇ. હવે એ તને શું બંધાવશે ? તેં ઘેલીએ તો લખાપત પણ કરાવી નથી. એને તો, જો, પહેલાં પંચાયતમાં અંગૂઠો કરાવડાવ્યો ત્યારે એ આવી. હવે તો એ જ ઘરની ખરી માલિકણ છે. "

"મારે તો માજી, દહાડા પૂરા કરવાના છે, એ ભલે રહે ઘરની માલિકણ."

" હા, બેટી એવા સમાધાનથી જ હવે જિવારો છે. તેં આવીને તો આ ઘરની રોનક પલટાવી દીધી."

" એમ તો માજી, ભાગવંતી દિલની ખરાબ નથી. બસ એના બોલવાના વેતા નથી. અને વળી જુઓ, તમને વીંટી બતાડું." ભાનુ એક હાથમાં ગોળની કથરોટ સાચવીને બીજો હાથ સંતી આગળ ધરતાં બોલી : " દીકરો આવતાં તમારા દિયરે મને ઘડાવી દીધી ! એ તો કહેતા હતા કે ભાગવંતીને કે તાવીજ માદળિયું પણ બનાવી લે. મેં કહ્યું, નહીં. હું કઇ વળી નવીસવી થોડી જ છું ?"

"વીંટી તો સુંદર છે, વહુ અડધા તોલાની તો હશે" સંતીએ વીંટી હાથમાં પહેરીને જોતાં કહ્યું.

" આ ત્રણ વરસમાં તો અમારા બૅન્કમાં પણ બે વીસી ઉપર પંદરસો રૂપિયા થઇ ગયા છે. ધીરે ધીરે ગીરે રાખેલી જમીન પણ છોડાવી લઇશું. નહીંતર આગળ પર અમારા દીકરાઓ પર લોકો પસ્તાળ પાડે."

"છે તો રહ્યો સાવ નાનો, પણ જયારે ખોળામાં લઉં છું ત્યારે જીવ જાણે ઠરે છે."

સંતી કેટલીક વાર સુધી તેનું મોઢું જોતી રહી.

સંતીની વાત સાચી નીકળી. જ્યારે ભાગવંતીને દીકરો થયો ત્યારથી તો તે શું નું શું થઇ ગઇ. હવે તો તે વાતવાતમાં નારાયણ પર અકડાઇ કરતી હતી. નારાયણ પણ એની આગળ કશું બોલતો નહોતો. એક વાર નવડાવતી વખતે કાલો ભાનુના હાથમાંથી છટકી જતાં ભાગવંતીએ ભાનુને ઠોંસો પણ માર્યો હતો.

એક દિવસ રાતે કાલો રોઇ રહ્યો હતો.

ભાનુ મેડી પરથી દોડી આવી.

નીચે દરવાજો અંદરથી વાસેલો હતો.

હિંમત ભેગી કરીને ભાનુએ કડું ખખડાવ્યું અને કહ્યું : "ભાગવંતી, કાલો કેમ રડે છે. મને સોંપ નહીંતર."

"હું પોતે જ એને છાનો રાખીશ" ભાગવંતીએ અંદરથી ચિડાઇને કહ્યું. કેટલોક સમય ભાનુ ત્યાં જ ઉભી રહી. પછી મેડી પર જઇને ભાનુ પોતાના ખાટલામાં પડી, પરંતુ એ પછી એને નીંદર ન આવી. છોકરો બીજા દિવસેય રોવા લાગ્યો.

"મને લાગે છે કે કોઇની નજર લાગી ગઇ." આંગણામાં ભાગવંતીની પાસે બેસીને ઉંદર મારવાની ગોળીઓ લોટથી લપેટતી બચની બોલી.

"હા, કદાચ ભાનુનીયે લાગી ગઇ હોય. આખો દિવસ ડોળા ફાડી ફાડીને તાકયા કરે છે એને હું લઇને જો દૂર બેસું તોયે માથા પર આવીને ઊભી રહે છે."

"વાંઝણી અને ભૂતની નજર હોય છે પણ ખરાબ તું બાબાને ત્યાં જઇને ઝાપટ લેવડાવી લે."

"તું તો પોતે સમજદાર છે બચની, હવે કયા કૂવામાં ઊતરી જાઉં, આ છોકરાને લઇને ? "

'તું જેમ તેમ કરીને જાતે જ દીકરાની દેખભાળ કરતી રહે, એને ન સોંપ્યા કર.'

"શું કરું ન સોંપુ તો ? એવી પાછળ પડે છે ! વળી કોઇ વાર એવું મનમાં થાય છે કે કદાચને વખતે ક વખતે એની હાય ન લાગી જાય."

"આ તો ઠીક છે; પણ ભૂંડી નજર તો પથ્થરને પણ ફોડી દે છે. ફૂલ જેવો દીકરો છે."

કેટલાક દિવસ કાલો ઢીલા જેવો રહ્યો.

ભાગવંતી ભાનુની પાછળ ખાઇખપૂચીને પડી હતી.

નારાયણની પણ એણે કોઇ ને કોઇ બહાને ખબર લઇ કાઢી.

ભાનુને ખબર નહોતી, પરંતુ ઘરમાં ખાસ્સો ભારે ઝઘડો જામેલો લાગતો હતો. એક બે વાર ભાગવંતી નારાયણને લડી રહી પણ હતી. એક દિવસ તો એને બે હાથથી પોતાનું માથું પણ કૂટયું હતું. નારાયણ ત્યારે પોતે પોતાને જ ગાળો આપતો બહાર ચાલી ગયો હતો. એ દિવસે ઘરમાં ન કોઇએ રાંધેલું કે ન કોઇએ ખાધેલું. ભાનુએ એક વાર ભાગવંતીને પૂછયું : " ભાગવંતી, રોટી બનાવું ?"

"આને તો આખો દિવસ રોટીની આગ જ લાગેલી રહે છે." ભાગવંતી તપી ગઇ.

ભાનુ મૂંગી મેડી પર ચાલી ગઇ.

દિવસ ડૂબતાં નારાયણ મેડીપર આવ્યો. ભાનુ જોઇને પ્રસન્ન-જેવી થઇ ગઇ; પરંતુ પછી કોણ જાણે શાય વિચારે એનો જીવ ઉદાસ થઇ ગયો. નારાયણ આવીને એની પાસે ખાટલા પર બેઠો. થોડો સમય ચુપકીદી છવાઇ રહી.

"ભાનુ" નારાયણે પોતાના હાથની રેખાઓ તરફ નજર કરતાં કહ્યું. ભાનુ ચકિત જેવી એના મોઢા તરફ નિહાળવા લાગી.

"ભાનુ, હું જોઉં છું કે ભાગવંતી કયારેક તારા માટે રોટી રાખે છે ને કયારેક નથી રાખતી. મને એ પણ માલૂમ છે કે તું કેટલીકવાર પાણીનો ઘૂંટડો પીને પડી રહે છે."

"કાલાને સારું છે ? " ભાનુએ એની વાત પર ધ્યાન ન દેતાં પૂછયું.

"તારે શું લેવાદેવા કોઇના કાલાબાલાથી ? એ તો તારી સાથે કૂતરાંની ખેંચાખેંચી જેવું વર્તન કરે છે."

"મને તો કોણ જાણે શાથી એના માટે ભારે મમતા છે. ભાગવંતી તો મને તેડવાયે દેતી નથી." ભાનુએ જાણે ફરિયાદ કરી.

"એ તો કહે છે કે હું મારે પિયર ચાલી જઇશ. પછી કયારેય નહીં આવું. તને તો એનાં પિયરિયાંની ખબર છે. જંગલીઓને પૈસા લઇને કયાંક બીજી જગાએ મોકલી દેવી છે."

"પણ શાથી ? " ભાનુએ પરેશાની પૂર્વક પૂછયું.

"એણે તને એક બે વાર મારપીટ પણ કરી છે ને ? મને સંતી કહેતી હતી."

"ચાલો, એવું એને સૂઝયું !"

"ભાનુ, મારાથી ભઇ, આ જોયું જતું નથી, મારા જીવતે જીવ બસ તને આવી દબાવવામાં આવે."

"હવે તો બસ ભગવાન ઉઠાવી લે !" ભાનુએ ધીમેથી ઊંડો નિસાસો નાખતાં કહ્યું.

"ભાનુ, એને ખરેખર છોકરાને લઇને ચાલ્યા જવું છે. કહે છે, કાં તો ભાનુ રહેશે આ ઘરમાંને કાં હું. મરજી હોય એને રાખી લો."

ભાનુને જાણે વાતની ગડ જ ન બેઠી. તે વ્યગ્રશી નારાયણના મોઢા તરફ જોવા લાગી.

"અગર એને છોકરો ન હોત તો કહેત, જા જયાં મરજી હોય ત્યાં, ખા ધક્કા. પણ હવે જો ને ભાનુ....!"

ભાનુ કશું ન બોલી.

" ભાનુ જો ને, ચૌંદેનો ફત્તો છે ને, જેની કનેથી આ વખતે આપણે ભેંસ ખરીદેલી, તે ખૂબ સારો માણસ છે. બીચારાને કોઇ નથી. એક જ જવાન દીકરો હતો. એનેય ગુજરી ગયાને કેટલાંય વરસ થયાં. જમીન પણ ઘણી છે. મેં એને વાત કરી હતી. કહેતો તો કે ભાનુ જો માની જાય તો સારું છે. એક વાર તે આપણે ઘેર પણ આવ્યો છે. એણે તને જોઇ લીધી છે."

ભાનુની જાણે જીભ જ કપાઇ ગઇ.

"ભાનુ, મને એમાં કોઇ લોભલાલચ નથી. તારા આરામને ખાતર જ છે. અહીં તો તારો અવતાર બગડયો જ છે. ભાગવંતીએ તો મારું જ જીવતર મુશ્કેલ કરી મુકયું છે, તું એને માટે તો કયા ખેતરની મૂળી ? ભાનુ જાણે સૂનમૂન બની ગઇ હતી. તે ન તો'હા' કહેતી હતી ન 'ના' કહેતી હતી. તે ટગર ટગર નારાયણના મોં તરફ તાકી રહી હતી.

"કાલે તે આવશે. મેં કહેલું કે ભાનુને પૂછીને જણાવીશ." ભાનુના જાણે હોશકોશ જ જતા રહ્યા હતા.

" જોને ભાનુ, તને ઇચ્છા થાય તો તું કાસદ મારફતે-સંદેશો મોકલજે. હું તારાથી કોઇ વાતે દૂર નથી. અને વળી ચૌંદા કેટલું દૂર છે ? હું પોતે જ આંટા મારતો રહીશ. એમ તો ફત્તો ઘણો-જ નેક છે. અને વળી હવે તેને પચાસ વરસ થયાં એટલે ખરાબ હોય પણ શું ? "

ભાનુએ કોઇ ઉત્તર ન આપ્યો.

"ભાનુ, મનમાં ઓછું ન આણતી. અગર જો છોકરો ન હોત તો હું એની કદી પરવા ન કરત, અને વળી ચૌંદામાં તો તું અહીયા કરતાં વધારે સુખી રહેશે. બાકી ભાનુ, માણસના હાથમાં કશું નથી, જયાં અન્નજળ લેવાનું લખ્યું હોય છે ત્યાંનું કોઇ પણ મિષે લેવું પડે છે." આમ કહીને, સાનભાન ગુમાવી બેઠેલી ભાનુનો ખભો થાબડી, નારાયણ સીડી ઊતરી ગયો.

દિવસ સંતાઈ ગયો.

રાત આવી પડી.

રાત પસાર થઈ ગઈ.

સવાર થઇ ગયું.

ભાનુની સમજમાં ન આવ્યું કે પોતે સૂતેલી છે કે જાગી રહી છે.

છાણવાસીદું કરવાને પણ તે આજે નીચે ન ઊતરી. ના ભાગવંતીએ એને આ માટે સાદ કર્યો.

એક વાર તો એને આખું ઘર હાલતું લાગ્યું કે જાણે ધરતીકંપ થયો છે. પછી લાગ્યું, નહીં પોતાને જ ચક્કર આવી ગયાં છે.

એની નજર સામે જ બિલાડીએ અભરાઇ પણ છલાંગ મારી અને ચકલીને મરોડીને મોંમાં દબાવીને બૅહાર ભાગી ગઈ. બિલાડીને પણ પુચકારવાની જાણે એનામાં આજે હિંમત નહોતી.

" ભાનુ, ચા પી લે." નીચેથી ભાગવંતીએ સાદ કર્યો. ભાનુ ધીરે ધીરે સીડી ઊતરી.

અડધોઅડધ દૂધ નાખેલી ચા સાથે એક માખણ લગાડેલું પરોઠું ભાગવંતી એની આગળ મૂકી ગઈ.

ભાનુએ બે ઘૂંટડા ચાના ભર્યા. રોટીનો એક કોળિયો પણ આજે એના ગળામાં માંડમાંડ ઊતરતો હતો.

અડધો પ્યાલો પીને ચા એણે કૂતરાને આગળ ધરી દીધી.

થોડી ક્ષણો તે શાંતપણે કામ કરતી ભાગવંતીની તરફ જોઇ રહી.

" આ લે ભાગવંતી, વીંટી તો મને ઢીલી પડે છે." ભાનુએ એને વીંટી આપતાં કહ્યું.

" તેં પહેરી રાખી, હોત તો ... સારું, છેવટે તો તારી થાપણ છે. જ્યારે મરજી થાય ત્યારે આવીને લઈ જજે." એમ કહીને ભાગવંતીએ કપડાના છેડે બાંધીને પટારામાં મૂકી દીધી.

બપોરે ફત્તો આવી ગયો.

" અમે કૂવા તરફ જઇએ છીએ ભાનુ, તું આવી જજે." કહીને નારાયણ ગંજેરી ફત્તાને સાથે લઇને નીકળી પડ્યો.

ભાનુના જાણે હાથ પગ જકડાઇ ગયા. તે જેમની તેમ બેઠી રહી.

ભાગવંતીએ એક બે વાર કામ છોડીને એની તરફ જોયું.

" લઈ જવા માટે રોટી બનાવી દઉં ?" ભાનુને એણે પૂછ્યું.

" ના " કહીને ભાનુ બહાર ચાલી ગઈ.

પછી અંદર પાછી આવી.

વગર કામે તે બે-ત્રણ વાર બહાર ગઈ, બે-ત્રણ વાર અંદર આવી.

કશું જોઇએ છે ?" ભાગવંતીએ પૂછયું.

" ના."

" તો પછી પેલા બિચારા રાહ જોતા હશે, જો."

ભાનુ અંદર ગઈ.

દોરી પરથી ઘાઘરો ઊતાર્યો. પછી કોણ જાણે શુંયે વિચારીને એને ત્યાં જ રહેવા દીધો.

બહાર આંગણામાં કાલો પડ્યો પડ્યો અંગૂઠો ચૂસી રહ્યો હતો.

ભાનૂએ એનું માથું ચૂમ્યું, " કાલા, હું જાઉં છું, દીકરા."

ફળિયામાં પહોંચતા એણે એક વાર ફરીથી ઘર તરફ જોયું.

સંતીના બારણા આગળ અટકી, પછી ચાલી નીકળી.

ઘાઘરો પહેર્યા વિના, ઘૂમટો કાઢયા વિના, આજે ભાનુ ચોરામાંથી પરદેશીઓની જેમ ચાલી જઈ રહી હતી.

*******

Laser typesetting by Taran Comprint, Ahmedabad
Printed at The Central Electric Press, New Delhi